# ટૂંકી કહાણીઓ.



# CHAMBERS' SHORT STORIES.

FOR

SCHOOL AND HOME READING AND FOR REPRODUCTION AS EXERCISES IN COMPOSITION.

---

*TRANSLATED INTO GUJARATI*

BY


**SHRINGAR.**

A PUPIL OF MISS L. R. COLLETT'S, LADY SUPER-INTENDENT OF THE FEMALE TRAINING COLLEGE AT AHMEDABAD.




THIRD EDITION.



ઈંગ્રેજીમાથી ભાષાન્તર કરનારી મીસ એલ. આર.

કાલેટે ભણાવેલી એક તરૂણી નામે

**शृंगार.**

---

આવૃત્તિ ત્રીજી.


વિ. સંવત ૧૯૩૭. ઈ. સ. ૧૮૮૧.

To

MISS L. R. COLLETT,

Lady Superintendent of the Ahmedabad Female Trainiug College.

THIS LITTLE TRANSLATION

Is Respectfully and Affectionately Dedicated By Her.Obliged and Obedient Pupil The Translator.

---

મીસ. એલ. આર. કાલેટ,

અમદાવાદની ફીમેલ ત્રેનિંગ કાલેજનાં સુપરિન્તેન્દન્ટ સાહેબને માન્ય અને પ્રેમ પૂર્વક આ લઘુ ગ્રંથ તેની આભારી અને આજ્ઞાંકિત ભાષાન્તર કરનારીએ અર્પણ કર્યોછે.

---

# પ્રસ્તાવના.

અમદાવાદની ફીમેલ ત્રેનિંગ કાલેજનાં ઉપરી મડમ સાહેબ મીસ કાલેટના હાથ નીચે ઇંગ્રેજી ભાષાનો કેટલોક અભ્યાસ કર્યા પછી ભાષાન્તર કરનારીથી તેમની પાસે નિત્ય જઈ શકાય નહિ એવો બનાવ બનવાથી તેણે પોતાના સસરાની પાસે ઘેર શીખવું જારી રાખ્યું. તે આ વખતથી તરજુમો લખવાનો થોડો થોડો મહાવરો કરવા લાગી. એમ લખી તેને સુધરાવી ફરીને સાફ લખવાથી ઇંગ્રેજી અને ગૂજરાતી બંને ભાષાનું જ્ઞાન વધારે સારૂં થતું માલૂમ પડવાથી એ પ્રકારનો અભ્યાસ વધાર્યો તેનું ફળ આ નાની ચોપડી છે. નાનાં છોકરાંને વાંચવી ગમે અને તેમને બોધ કરે એવી આ ચોપડીની વાતો છે. વળી નિબંધ લખતાં શીખવવાને આરંભમાં આ ચોપડી ઉપયોગમાં આવે એવી છે. એમાંની એક વાત બે વાર શિક્ષક વાંચે અને પછી નિશાળિયા તે વાત પોતાની મેળે લખે. પ્રથમ નાની વાત લેવી ને આગળ નિશાળિયાની સાંભળેલી વાર્ત્તા લખવાની શક્તિ વધે તેમ વધારે મોટી કહાણી લેવી. અસલ ઇંગ્રેજી પુસ્તક આજ હેતુથી પ્રગટ કરવામાં આવ્યું છે, ને તેમાં બીજી ઘણી વધારે વાતો છે. ધારવા પ્રમાણે આ ચોપડી ખપમાં આવશે તો બીજી આવૃતિઓમાં તેઓમાંની વાતો ઉમેરવામાં આવશે.

---

## અનુક્રમણિકા.

કહાણીઓ પૃષ્ટ
૧ એકથી બે ભલા ... ૧
૨ બીજાને ઉગારવાને પોતાનો ભોગ આપવો. ૧
૩ ખબડદાર કૂતરો ... ૨
૪ ચતુર ઉંદર .. ... ૨
૫ સંભાળ રાખનારો કૂતરો. ... ... ૨
૬ મરેઘા અને રત્ન ... ૩
૭ ભરવાડનો કુતરો .. ૩
૮ મુરઘીઓનો બચાવ. ૩
૯ માયાળુ હાથી ... ૪
૧૦ ચોર પકડનાર કાગડો. ૪
૧૧ આમ નહિતો આમ. ૫
૧૨ કારીગર અને ખારવો. ૫
૧૩ જુક્તિવાન કૂતરો ... ૫
૧૪ બહાદુર વામનજી ... ૬
૧૫ જૂની ઓળખાણ ... ૭
૧૬ સાવચેત હાથી ... ૭
૧૭ ગુનોહ પકડાયો ... ૮
૧૮ જોડા ઊના કરવા ... ૮
૧૯ હાથીને છેતર્યો ... ૯
૨૦ ચોર પકડાયો ... ૯
૨૧ કૂતરાની ધીરજ ...૧૦
૨૨ કહેવતનું મૂળ ...૧૧
૨૩ ચતુર કૂતરો... ...૧૧
૨૪ ન્યાયરૂપી રત્ન ...૧૨
૨૫ પ્રમાણિકપણું ...૧૨
૨૬ નિર્ભય છોકરો ...૧૩
૨૭ ગરૂડ અને શિઆળ. ૧૩
૨૮ દયાનો બદલો મળ્યો. ૧૪

કહાણીઓ. પૃષ્ટ
૨૯ કીમતી પણ નકામું. ૧૪
૩૦ નાનો પણ બહાદુર. ૧૫
૩૧ રાજા અને ઘાસ કાપનાર ... ... ૧૫
૩૨ રાજા અને જમાદાર. ૧૬
૩૩ ભલી યુક્તિ ... ... ૧૬
૩૪ લોભની શિક્ષા ... ૧૭
૩૫ દેવ અને ગાડીવાન. ૧૮
૩૬ સારી શીખામણ. . ૧૮
૩૭ હાથીનું વેર... ... ૧૯
૩૮ વરૂઓનું વેર ... ૨૦
૩૯ ધૂમાડાએ ઉગાર્યો... ૨૧
૪૦ માછલી પકડનાર વાંદરાં ... .. ૨૨
૪૧ આયર્લાંદના બે ખેડુત વચ્ચે ટંટો ... ૨૩
૪૨ મુએલું માણસ જમેછે. ૨૪
૪૩ માછલીએ ઉગાર્યો. ૨૫
૪૪ ૧૪ મો લુઈ અને તેનો સ્વાર... ... ૨૫
૪૫ કરડકણા કૂતરાને હળાવવો . ... ... ૨૬
૪૬ ચોર પકડનારે કૂતરો. ૨૬
૪૭ ડેન્ડી અને પૈસો ... ૨૯
૪૮ ડેન્ડી અને બુટજેક. ૨૮
૪૯ ડેન્ડી અને પૈસો ...૨૮
૫૦ હુકમ તોડવો ...૨૯
૫૧ મોછી અને નાની માછલી ... ...૩૦
૫૨ આગેવાન કરે તેમ

| કહાણીઓ. | પૃષ્ટ |
|---|---|
| કરવું... ... | ...૩૦ |
| ૫૩ બદલો વાળવો | ...૩૧ |
| ૫૪ બળી મરતો બચ્યો | ...૩૧ |
| ૫૫ વિદ્યાશોધક છોકરો. | ૩૨ |
| ૫૬ માઠી ટેવ ધીમે ધીમે વધી સજડ થાયછે. | ૩૩ |
| ૫૭ દ્વંદ્વ યુદ્ધ કરવાની અજબ તરેહ .. | ...૩૩ |
| ૫૮ એક ગધેડાએ નિર્દય છોકરાને ઠપકો આપ્યો | ૩૪ |
| ૫૯ બુદ્ધિવાન કૂતરો. | ...૩૫ |
| ૬૦ વિચારેમાં ગુમ થઈજવું | ૩૫ |
| ૬૧ ભાન ભૂલવું .. .. | ૩૬ |
| ૬૨ ન્યૂટન અને તેનો કૂતરો | ૩૬ |
| ૬૩ અવસ્થાભેદ ... .. | ૩૭ |
| ૬૪ લપસાણું તુતક... | ...૩૮ |
| ૬૫ બહાદુરીથી બચાવ્યા. | ૩૯ |
| ૬૬ પરમેશ્વર કરે તેઉત્તમ. | ૪૦ |
| ૬૭ ઇન્ડિઅન અને સ્પાનિયર્ડ... ... | ...૪૦ |
| ૬૮ વાઘ પકડવાની એક યુક્તિ... ... | ...૪૧ |
| ૬૯ લોંકડી અને દૂધ... | ૪૨ |
| ૭૦ લુચ્ચી બિલાડી ને સાવચેત ઉંદર..... | ૪૩ |
| ૭૧ ભૂંડે કરેલી યુક્તિ | ...૪૩ |
| ૭૨ ભરેવાડનો કૂતરો | ....૪૪ |
| ૭૩ સિંહ અને કૂતરો | ...૪૫ |
| ૭૪ હળેલો વાઘ ... .. | .૪૬ |
| ૭૫ બાદશાહ બોલ્યો તેમ કર્યું.. ... | ... ૪૭ |
| ૭૬ સ્વછંદી માખી ... | ૪૭ |

| કહાણીઓ. | પૃષ્ટ |
|---|---|
| ૭૭ મુસાફરો અને રીંછ. | ૪૮ |
| ૭૮ ડાહ્યો વાંદરો . | ...૪૯ |
| ૭૯ પીડનારી છબી. | ...૪૯ |
| ૮૦ શત્રુનો નાશ કરવો | ..૫૦ |
| ૮૧ અચાનક બનાવ | ...૫૧ |
| ૮૨ આંધળા હાથીને સારો કરવો... .. | ...૫૧ |
| ૮૩ બહાદુર કૂતરો... | ...૫૨ |
| ૮૪ વિચારવંત શિયાળ | .૫૩ |
| ૮૫ ત્રણ લુચ્ચા... | ...૫૪ |
| ૮૬ સમયસૂચકતા | ...૫૫ |
| ૮૭ કંજુસનું મોત... | ...૫૫ |
| ૮૮ હાથીનો પશ્ચાત્તાપ... | ૫૬ |
| ૮૯ ફિદેલ નામે કૂતરો... | ૫૮ |
| ૯૦ પહેરામાં રાખનાર સિંહ... ... | ... ૫૯ |
| ૯૧ ઉમદા કામ... | ..૬૦ |
| ૯૨ જૂઠી ધાસ્તી... | ...૬૧ |
| ૯૩ વિદ્યાર્થીનો કૂતરો | ..૬૨ |
| ૯૪ મધમાખી પાળો... | ૬૩ |
| ૯૫ ગાડીને મથાળે બેસનાર ઉતારૂ... | ... ૬૪ |
| ૯૬ કવિનું ઈનામ... | ...૬૫ |
| ૯૭ ચતુર કરોળીઓ | ...૬૭ |
| ૯૮ ખાનની ડાબી આંખ. | ૬૮ |
| ૯૯ મોચી ને સાહુકાર.. | ૭૦ |
| ૧૦૦ વ્યતિક્રમ પ્રશ્ન... | ...૭૧ |
| ૧૦૧ જમીદારના ત્રણ દીકરા... ... | ...૭૨ |
| ૧૦૨ અમૂલ્ય કૂતરો... | ...૭૩ |
| ૧૦૩ નિઃસ્વાર્થી છોકરો... | ૭૪ |
| ૧૦૪ પ્રેમી ઘોડો.. | ..૭૫ |

| કહાણીઓ. | પૃષ્ટ |
|---|---|
| ૧૦૫ કારીગર અને દોષ દેખાડનાર... | ...૭૬ |
| ૧૦૬ રાજાની ઉદારતા. | ૭૭ |
| ૧૦૭ ચિત્રકાર બાળક .. | ૭૮ |
| ૧૦૮ ખોવાયલી વીંટી ... | ૮૦ |
| ૧૦૯ રૂશ પાદશાહ અને ઉમરાવોનું ભોજન. | ૮૧ |
| ૧૧૦ ભરવાડ વેપારી થયો | ૮૨ |
| ૧૧૧ આઇરિશમેન અને સસલું... ... .. | ૮૩ |
| ૧૧૨ ડહાપણનું ઈનામ .. | ૮૪ |
| ૧૧૩ દગલબાજ વીશી-વાળાં ... ... | ૮૫ |
| ૧૧૪ ત્રણ ચોધરી.. .. | ૮૭ |
| ૧૧૫ વાંદરૂં અને છોકરૂં. | ૮૮ |
| ૧૧૬ હાથીનું ટોળું અને ચોખાનો કોઠાર... | ૮૯ |
| ૧૧૭ નિશાળની દોસ્તી... | ૯૦ |
| ૧૧૮ મહંત ગોસાંઈજી અને મૂર્ખો........ | ૯૧ |




# बाइ शृंगार.

સંવત ૧૯૨૦ ના ભાદરવા વદ અમાસ (સને ૧૮૬૪ની ૧૯ મી સપટેંબર) ને દિવસે આ બાઈ સૂરતમાં જન્મી. એના બાપનું નામ કેશવરાય, દાદાનું નામ અમરીતરાય તથા માનું નામ મહામાયાગવરી છે. મહામાયાગવરી, કેશવ-રાયની બીજી વારની, ધણીઆણી છે. આ પુત્રીની પહેલાં મહામાયાગવરીને સંતાન થયાં હતાં, પણ તે સઘળાં ગત થયાં હતાં; આ ઉપરથી મહામાયાગવરીની દાદીએ એનું નામ ગાંડી પાડ્યું*. એમ કેટલાંક છોકરાં મરી ગયાંપછી એ જીવેલી, તેથી એ ઘણી લાડકી હતી ને એના પછીના મહામાયા-ગવરીનાં છોકરાં જીવવાથી એ સપગલી કહેવાઈ, એનું માન વધ્યું ને એ વધારે લાડકી થઈ. માબાપ એને દી-કરા તુલ્ય ગણવા લાગ્યાં. એ માબાપને જેવી લાડકી હતી તેવીજ લાડકી પોતાને સાસરે, એનાં સારાં આચરણ, ઉત્તમ બુદ્ધિ, તથા સદ્ગુણવડે, થઈ. એના ઉમર આઠ વરશની થતાં સૂધી એ નિશાળે નહોતી ગઈ, પણ એકવાર પોતાની નાની બેન નિશાળેથી ઈનામ લાવી એ જોઈ એને નિશાળે જઈ ઈનામ મેળવવાનો, તથા ભણીગણી હોશીઆર થવાનો, ઉમંગ થયો. એનો આ શુભ ઉમંગ પાર પડતાં બહુવાર લાગી નહિ. ટૂંકી મુદતમાં સૂરતની રાય-ચંદ દીપચંદ કન્યાશાળામાં જેટલું શીખવેછે તેટલું શીખી રહી તથા સરબાર્ટલ ફ્રેઅરની નામના રાખવા ખાતર

---

* લોકમાં એવો વહેમ છે કે છોકરાં જીવે નહિ ત્યારે ગાંડી, ગાંડો, ઘેલો, ઘેલી, કચરો, ઉકરડો, પુંજો, ભીખી, ભીખો, વગેરે તુચ્છકારનાં નામ પાડવાથી તે જીવેછે. આ કેવળ વહેમછે કેમકે મોત કોઈ પ્રકારના નામથી ડરતું નથી.

સ્થપાએલા ફંડમાંથી એ કન્યાશાળાની સહુથી વધારે ભણેલી છોકરીને અપાતો સુવર્ણ ચાંદ એને એક વખત મળ્યો. તથા બીજીવાર કીમતી ઘડીઆળ મળ્યું; એ ઉપરાંત ભરતની પેટી, પુસ્તકો, રેજા, વગેરે મળ્યાં. પરીક્ષા લેનારા તથા નિશાળના ઉપરી વગેરે એની ચાલાકી તથા એના અભ્યાસથી ખુશી થઈ એને પોતાની પાસે બોલાવી માન અને ઉત્તેજન આપતા.

રા. સા. મહીપતરામ રૂપરામના વડા પુત્ર અનુભાઈ જોડે એનો વિવાહ સન ૧૮૭૨ ના મે માસમાં મળ્યો. ત્યાર પછી એને સખ્ત તાવ આવ્યો તેણે એને અંગે નબળી પાડી.

સંવત ૧૯૩૧ ના માહાવદ બીજ (સને ૧૮૭૫ની ૨૨ મી ફેબરવારી) ને સોમવારે પ્રાતઃકાળે, અનુભાઈ તથા ગાંડીગવરી* હિંદુ શાસ્ત્રની વિધિ પ્રમાણે લગ્નની પવિત્ર ગાંઠથી બંધાઈ પતિપત્ની થયાં. સૂરતના નાગરોમાં એવી રીત છે કે પીઅરનું નામ હોય તેનાં કરતાં વહુનું નામ સાસરેથી જુદું પાડવું. એ રીત પ્રમાણે ગાંડીગવરીનું નામ સાસરેથી શૃંગારવહુ પાડ્યું. એના જન્મ્યાપછી એનાં મા-બાપે એવી બાધા લીધી હતી કે એ મોટી થઈ પરણે ત્યારપહેલાં ડાકોર જઈ ગાંડી નામ બદલી બીજું પાડવું, તે પ્રમાણે લગ્નની પૂર્વે એની માએ એને ડાકોર તેડી જઈ પર્મદાગવરી નામ પાડ્યું હતું.

એ બાઈના સસરાને અમદાવાદમાં ચાકરી હોવાથી તેમણે એને અંગ્રેજી ભણવાસારૂ તથા ફીમેલ ટ્રેનિંગકા-

* મોટી થયા પછી ગાંડી નામ તોછડું જણાય માટે એનાં સગાં વગેરે એને ગાંડીગવૂરી કહેતાં; સૂરતની નિશાળમાં એ ગાંડીબેન કહેવાતી.

લેજનાં સુપરિન્તેન્દંત મીસ કૅાલેટના હાથનીચે કેળવણી આપવાસારૂ ત્યાં બોલાવી. અમદાવાદ આવ્યા પછી કેટલેક મહીને એનું શરીર સુધર્યું ને ઉછર્યું.

મીસ કૅાલેટે મહેરબાની કરી એને કેળવણી આપવાનું કામ ખુશીથી માથે લીધું. થોડા વખતમાં ચપળ શૃંગાર તેની માનીતી થઈ ગઈ. અંગ્રેજી ભાષાની સાથે ભરેવા ગુંથવાનું કામ તે ઉતાવળે શીખી. તે ઊપરાંત બીજા શિક્ષકની પાસે ઘેર ડ્રાઈંગ શીખવા માંડ્યું. વળી ઘરના હિસાબ રાખવાનું તથા બીજાં ઘરનાં કામો શીખવા લાગી. આ સઘળા વિષયોમાં એનું જ્ઞાન દિન પ્રતિદિન વધ્યું. ઇંગ્રેજીમાં "રૉયેલરીડર્સ" નામે પુસ્તકમાળા ભણવાનો એણે આરંભ કર્યો ને ગત થતાં પહેલાં છએક મહીના ઉપર રૉયલરીડર્સનું પાંચમું પુસ્તક પૂરૂં કર્યું. આ સિવાય વેલ્સકૃત પાઠમાળાનો ૧ લો ભાગ પણ એ શીખી હતી. આ વેળા એ તંદુરસ્ત હોવાથી અભ્યાસ ઉતાવળે કરી શકી. આ ચોપડીની પ્રસ્તાવનામાં લખ્યા પ્રમાણે મીસૅકાલેટ પાસે કેટલોક વખત અભ્યાસ કર્યા પછી એણે પોતાના સસરા પાસે શીખવા માંડ્યું હતું. પોતાના સસરાની સૂચના ઉપરથી "ચેમ્બર્સ શૉર્ટ સ્ટોરીસ" નામે પુસ્તકમાંથી કેટલીક કહાણીઓનું ભાષાંતર લખવું એણે શરૂ કર્યું. આવી રીતે ઇંગ્રેજીમાંથી ગૂજરાતીમાં ભાષાન્તર લખવામાં ફાયદા ઘણા છે. એથી ઇંગ્રેજી મૂળનો અર્થ તથા ઇંગ્રેજી વાક્યરચનાના નિયમ બરોબર સમજાય ને તેની જોડે ગૂજરાતી ભાષાનો અભ્યાસ વધે, એ બે મોટા લાભ છે. ભાષાન્તર કરવું શરૂ કર્યું ત્યારે ગૂજરાતી લખવામાં તથા અંગ્રેજી મૂળનો અર્થ સમજવામાં ભૂલો પડતી; પરંતુ જેમ દિવસ જતા ગયા તેમ ભૂલો ઓછી થતી ગઈ,

અને એકવાર થયલી ભૂલ ક્વચિતજ ફરીથી કરતી. એ પહેલાં એણે રૅાયલરીડર્સમાંના કેટલાક પાઠનો તરજુમો બુદ્ધિપ્રકાશને માટે એજ રીતે કર્યો હતો.

ભરવા ગુંથવાનું કામ પણ એ ઘણી સારી રીતે શીખી. અંગ્રેજી સ્ત્રીઓ પોતાના દીવાનખાનાને દીપાવવાને જે જુદી જુદી જાતનાં સુંદર ભરતકામો ભરેછે તે ભરવામાં એણે પ્રવીણતા ઝટ મેળવી. તેમજ બીજાં ઘર ઉપયોગી ભરતકામ જેવાં કે ગળપટા, ઊનનાં મોજાં, ઊનની ટોપીઓ, ઝભલાં વગેરે પણ એ સારી રીતે બનાવતી. ઊનનું ગુથવાનું કામ તથા રેશમી ભરત અને સાદું સીવવાનું, બખીઆ દેવાનું અને કાંચળી વગેરે વેતરવાનું કામ પણ શીખી. કેટલોક વખત રમત ગમતમાં કાઢતી પણ બહુવાર બેશી રેહેવું એને ગમતું નહિ. ફરવા હરવાથી, અભ્યાસથી, અને ઘરનું કામ કરવાથી તે આનંદમાં રેહેતી; નકામા નવરા રેહેવાથી તેનું મન ઉદાસ થતું. પોતાના ધણીનું ઘર તેજ પોતાનું ઘર છે, એવું એના મનમાં નાની ઉમરમાં ઠસ્યું હતું. વાસ્તે કોઈ પણ કારણસર પીઅર રેહેવાનો સંભવ જણાય ત્યારે તેનું ચિત્ત ઘણું ખિન્ન થતું. ઉમરે મોટી થયા પછી સ્ત્રીના મનને આવું ભાસે એમાં નવાઈ નથી, પણ નાની ઉમરમાં એમ થવું કઠિણ છે. જે સ્થળમાં બાળપણથી માતા પિતાના મિષ્ટ સ્નેહનો અનુભવ કર્યો હોય તે સ્થળ મૂકી પરગામ જઈ નવા સંબંધીઓ જોડે, અથવા અજાણ્યામાં જઈ રેહેવું તે પુરૂષને કિંવા સ્ત્રીને વિષમ છે, અને તેમાં બાળપણમાં તો વિશેષ. પણ શાણી શૃંગાર પોતાનું સાસરૂં એજ પોતાનું ઘર છે એવું મનમાં સુદૃઢ સમજી; તથા સાસુ, સસરા, તથા ધણી પોતાના ઉપર

ઘણી મમતા રાખેછે, પોતાનાં છોકરાં પ્રમાણે ગણી લડાવે-છે, કોઈ વાતે દુઃખ થવા દેતાં નથી એવું જોઈ, સાસરે ઘણાંજ પ્રફુલ્લિત મને રહેતી.

સન ૧૮૭૯ ના દિસેંબરમાસમાં એની માતાનું શરીર ઘણું બગડયું તે જાણી એનું મન ખેદ પામ્યું ને તેની ચાકરી કરવાને એ સૂરત ગઈ. ઈશ્વર કૃપાથી થોડા કાળમાં એની માને આરામ થવા આવ્યો, એવામાં અમદાવાદથી એવી ખબર આવી કે એની સાસુ પાર્વતીકુંવરને મોટો મંદવાડ આવ્યોછે. એ જાણી તે સત્વર અમદાવાદ પાછી આવીને સાસુની બરદાસ ઘણીજ હોંસથી કરવા મંડી.

સન ૧૮૮૦ ના જુલાઈ માસમાં એના સાસુ દેવલોક પામ્યાપછી શૃંગારની યોગ્યતા વધારે પ્રગટ થઈ. સાસુના જીવતાં છતાં ઘરનાં લૂઘડાં, ઘરેણાં, સામાન તથા હિસાબથી તથા વહીવટથી વાકેફ થઈ હતી તેથી હવે ઘરનો તમામ બોજો ઉઠાવી લેવામાં તેને મુશ્કેલી જણાઈ નહિ. ઘરસૂત્રનો બધો ભાર એણે ઝટ અને ખબરદારીથી ઉપાડી લીધો. ઘરનાં નાણાંના જમા ખરચનો હિસાબ રાખવો, ઘરનાં વાસણકૂસણની બરોબર સંભાળ રાખવી, ઘરનાં લૂઘડાં લત્તાંને બરોબર સંભાળવાં, તેમને સાફસૂફ રાખી યોગ્ય પ્રસંગે વાપરવાં એ તથા બીજી ઘણીક બાબતોમાં એની ચતુરાઈ જોઈ સર્વે સગાં વહાલાં સાનંદાશ્ચર્ય પામ્યાં. ધોબી, દરજી, ઘાંચી વગેરેનો હિસાબ પણ પોતેજ રાખતી તથા ઘરનો ખરચ ઘણી કરકસરથી કરતી. જુદી જુદી જાતની સ્વાદિષ્ટ રસોઈ કરવી, અથાણાં વગેરે બનાવી તેમને સંભાળવાં, એ તથા બીજાં ગૃહકાર્યો એની ગ્રાહ્ય શક્તિ તીવ્ર હોવાથી મા અને સાસુ પાસેથી, વય નાનું હોવાછતાં, ઝટ શીખી લીધાં હતાં. ઘરની સુઘડતા ઈંગ્રેજ

સ્ત્રીઓના જેવી ચતુરાઈથી રાખતી. એ વેળા એની ઉમર માત્ર ૧૯ વર્ષની હતી. એનો સ્વભાવ સુશીલ તથા દયાળુ હતો. પોતાનો ધણી મેડિકલ કૅાલેજમાં ભણેછે તે ભણી રહી પોતાનો ધંધો કરવા માંડશે ત્યારે ગરીબ ગરબાંને મફત ઓસડ અપાવીશ એવું વારંવાર કહેતી. સાસુનો કાળ થયાપછી નમાયા થયલા બે દિયરોની સંભાળ ઘણી કાળજીથી લેતી, તથા માના જેવી મમતા તેમનાપર રાખતી. ધન્ય છે એ ભલી તરૂણીને! સારા સમાગમથી તેના ધર્મસંબંધી વિચાર સુધરી ગયા હતા, ને વહેમ એના મનમાં પેસવા પામ્યા ન હતા. સાસરિયાં સદ્ધર્મ પાળતાં તેપર તેની ખરી શ્રદ્ધા બેઠી હતી. સંસારિક વિષયો સંબંધી પણ તેના વિચાર તદ્દન બદલાઈ ગયા હતા. સ્ત્રીનો ખરો શણગાર ઘરેણાં નથી પણ સદાચરણછે એ સત્ય તેના મનમાં સ્પષ્ટ સમજાયું હતું ને તે પ્રમાણે તે આચરતી. બૈરાં ન્યાતમાં જમવા જવામાં મોટો લ્હાવો માનેછે. ન્યાતમાં જમવા બેસવાની જગ્યા રસ્તામાં જ્યાં થોડાક વખત ઉપર કૂતરાંની અને છોકરાંની વિષ્ટા પડી હોય અથવા ખાળકૂંડીનું પાણી વહ્યું હોય ને કચરો પુષ્કળ હોય એવે ઠેકાણે ઘણુંકરીને હોયછે. એવે ગંદે ઠેકાણે જમવા બેસવાને એને ભારે કંટાળો હતો. સોળમે વરસે એનું સીમંત આવ્યું. એ સમે જૂના વિચારની સ્ત્રીઓ ઘરેણાં તથા લૂગડાં બાબત સાસરિયાંને ભારે ખરચ કરાવેછે, પણ એમ ન કરતાં એ વખતે પણ એણે સાદાઈ પસંદ કરી. સ્વભાવે સાદી, શાંત, ગંભીર અને સંતોષી હોઈ તેને નાજુક અને સુંદર થોડાં ઘરેણાં અને સાદાં શોભાયમાન લૂગડાં માત્ર ગમતાં. મૂળે શરીર પ્રકૃતિ નાજુક ને નબળી ને બેજીવવાળી થયા પહેલાં તેને તાવ આવતો હતો તે પૂરો ગયો

ન હતો તેવામાં ગર્ભના કારણથી સખ્ત અરજ પડી તેથી વધારે નિર્બળ થઈ. એવામાં એને મોસાળ એની માશીના તથા મોટા મામાની બે દીકરીઓનાં લગ્ન આવ્યાં તે પ્રસંગે જઈ ત્યાં સવા મહિનો રહેવું પડ્યું. અહિં તેને મરડો અને તાવ એ બેએ સપડાવી છેક નિર્ગત કરી નાખી. એવી અવસ્થામાં પણ તે કામ કરવામાં આળસ કરતી નહિ. તેને નવરાં બેસવું કે દિવસે સૂવું ગમતું નહિ. ગર્ભવાળી અને માંદી છતાં મોસાળમાં વડીઆઇને બહુ કામ કરવા લાગતી. એના ત્રણે મામાને એની રાંધેલી રસોઈ બહુ ભાવતી તેથી તેમને રસોઈ કરી જમાડતી, ને બીજાં ઘરનાં કામ કરતી. તા. ૯ મી માર્ચે તે પાછી અમદાવાદ આવી. એ વેળા વરસનો દાણો, કઠોળ, અને લાકડાં ભરવાનો તથા અથાણાં આથવાનો સમય હોવાથી તે સર્વ કામ પૂરૂં કર્યું. પીએર જણવા જવાની પોતાની ગેરહાજરીમાં ચોખા જોઇએ તેટલાં ખંડાવી સર્વ સજ કરી સૂરત જવાની તૈયારી કરેછે તેવામાં તેને સોજા આવવા લાગ્યા. તારીખ ૧લી મેએ તે સૂરત ગઈ. ત્યાં દિન પર દિન સોજા વધ્યા ને આખે અંગે પ્રસરી ગયા તથા અન્ન પચાવવાની શક્તિ જતી રહી. વૈશાખસુદ છઠ વાર ગુરૂ તા. ૧૯મી મે સને ૧૮૮૧ને દિવસે સવારમાં ઊઠી પોતાને હાથે માથું ચોળી નાહીને ચોખાં વસ્ત્ર પહેરી ચા પીધી એવામાં અપચિન્હ જણાવવા લાગ્યાં. ચા પાછી નાખી ને છાતીમાં ગભરામણ થવા લાગ્યું. તોપણ માને નીચે રસોઈ કરવા મોકલી ને બાપને બજારમાં મોકલ્યા ત્યારપછી થોડીવારમાં ભારે તાણ ( આંકડી ) થવા લાગી ને મધ્યાન્હ પહેલાં એ તરૂણ સતીનો પવિત્ર આત્મા વિશ્વેશ્વરને શરણે ગયો. એ બાઇનું મત કૂટણાના. ઢોંગનો

વિરૂદ્ધ હોવાથી એના સસરાએ વહેવાઇની સંમતિ સહિત પોતાને ઘેર તે બીલકુલ ચલાવ્યું નહિ, ને તેની પાછળ પુણ્યાદિક તેના મત પ્રમાણે કરવાનો ઠરાવ કર્યો. અમદાવાદમાં તેનામાં ચાલવાની શક્તિ રહી ત્યાં સૂધી પ્રાર્થના મંદિરમાં પ્રાર્થના સમે આવવામાં ચૂકતી નહિ અને ઘેર નિત્ય નાહીને ઇશ્વરનું ધ્યાન ધરી તેની ઉપાસના કર્યા પછી ભોજન કરતી. પોતાના ભાષાન્તર પુસ્તકના વેચાણથી જે નફો રહે તે ગરીબ ગુરબાંને અન્ન તથા દવા આપવામાં તથા વિદ્યા ઉત્તેજનખાતે ખરચવાનો તેનો ઠરાવ હતો. દયાળુ અને પરોપકારી સ્વભાવની સતીના એ વિચાર પ્રમાણેજ કરવું એ આ ચોપડી પ્રસિદ્ધ કરનારનો ઠરાવ છે. એ ચોપડીનો કાપીરાઇટ રાખવાનું એજ કારણ છે. આ લઘુ વયની સન્નારીનું જીવનવર્ણન સ્વદેશી તરૂણીઓને વર્ત્તવાને નમૂનો થવાની આશાએ પ્રગટ કર્યુંછે.

---

"Thou art not now what once thou wert;
Thy form no longer glads mine eye.
Thou sheddest o'er this broken heart;
No light save that of memory.
Yet, though thus distant, not unseen;
Though absent, not beloved the less.
Howe'er betray'd my hopes have been;
This heart still loves, these lips still bless.
I see thee when my burning brain
Throbs with those visions of unrest
Which float above my couch of pain
To tell me that I have been blest."



# टूंकी कहाणीओ.

## ૧. એકથી બે ભલા.

વિલાયતમાં શિયાળાની ૠતુમાં બે ઘોડાને પાસેના ના-ળામાં પાણી પીવા મોકલ્યા. ઉપલું પાણી થીજી જઈ બરફ બન્યું હતું. એકે પોતાની લાતો મારી તેને ભાંગવા માંડ્યું પણ ભાંગ્યું નહિ ત્યારે બીજો તેની જોડે ઉભો રહ્યો ને બેએ જોડે પાછલા પગ તે ઉપર અફાળ્યા એટલે બર-ફનો પોપડો તૂટ્યો ને તેમણે નીચેનું પાણી પીધું.

## ૨. બીજાને ઉગારવાને પોતાનો ભોગ આપવો.

પારિસના એક મોહોલ્લામાં નવું ઘર બાંધવામાં કેટલાક કારીગરો કામે લાગ્યા હતા. ઘરના આંગણામાં પાલખ હતી તે ઉપર માણસનો અને સામાનનો બોજો એટલો બધો થયો કે તે તૂટી અને તે ઉપર રહી કામ કરનારાં આદમી નીચે પડ્યાં. માત્ર બેના હાથમાં વળી આવી જવાથી તેઓ લટકતા રહ્યા. એમાંનો એક જુવાન અને બીજો મોટી ઉમરનો માણસ હતો. તે વળી એવી નબળી હતી કે બે પકડી રહે તો ભાંગી જાય. એમાંના મોટી ઉમ-રના માણસે પોતાના સાથીને કહ્યું કે તું એકલો છે અને હું કુટુંબનો પાળનાર છું; તું મૂકી દે તો હું બચું. સાથીએ કહ્યું વાજબી છે; હું કુંવારો ને ઘરમાં એકલો છું. મારે કોઈનું ભરણપોષણ કરવાનું નથી. એમ બોલી તેણે તત્કાળ પકડેલી વળી મૂકી દીધી. જમીન ઉપર પડતાં વારને તે ત્યાંજ મરી ગયો. એનું નામ પિએરી (Pierre) હતું. એ પ્રમાણે તેણે પોતાનો ભોગ આપીને કટુંબના પાળનારને બચાવ્યો.

### ૩. ખબડદાર કૂતરો.

લંડનમાં કોઈ ગૃહસ્થનો કૂતરો રોજ પોતાના મોંમાં પૈસો લઇને એક ભઠીઆરાની દુકાને પોતાને માટે રોટલો લેવા જતો. એક દિવસે ભઠીઆરાએ મશ્કરીમાં ચૂલામાંથી તરત નીકળેલો ઊનો ઊનો રોટલો કૂતરાને આપ્યો. ઊનો લાગતાંજ કૂતરાએ તેને મ્હોડામાંથી નાખી દીધો; ખાનામાં નાંખેલો પોતાનો પૈસો લઈ ચાલતો થયો અને તે દહાડાથી તે ભઠીઆરાને બદલ્યો. ફરીને તેની દુકાને ન જતાં બીજા ભલા ભઠીઆરાની દુકાનેથી લેવા લાગ્યો.

### ૪. ચતુર ઉંદર.

એક સૂતારના સીસામાંથી ઘણીકવાર તેલ કોઈ કાઢી લે, પણ કાઢનાર ઝલાય નહિ. એ ચોરને પકડવાને તેણે ઘણી યુક્તિ કરી તે નિષ્ફળ ગઈ. અંતે ઓરડાની બહાર બેશીને નજરે જોવાનું ઠેરવ્યું. બારણામાં નાનું બાકું પાડીને છાનોમાનો જોયછે એવામાં ઝીણો અવાજ સાંભળ્યો. એક મોટા ઉંદરે આવી પોતાની પૂંછડી સીસીમાં બોળીને બહાર કાઢી તેપરનું તેલ ચાટ્યું. વળી બોળીને વળી ચાટ્યું. સીસીમાં એકે ટીપું ના રહ્યું ત્યાં લગી આ પ્રમાણે ચાટી ગયો.

### ૫. સંભાળ રાખનારો કૂતરો.

એક ગૃહસ્થ હોટેલમાં[1] ઉતર્યો હતો ત્યાં પોતાની કોથળી કાઢી તેમાંનાં નાણાં ગણી તે બહાર ગયો. જોડે કૂતરો હતો તેને હોટેલમાં મૂકી ગયો હતો. નાણાંનું કામ પડવાથી તેણે કોથળી છોડી તો તેમાંથી એક મોહર ખોવાયલી

[1] હોટેલ એટલેજ્યાં મુસાફરને ઉતરવાનું, રહેવાનું, જમવાનું, વગેરે મળે તેવી વીશી.

માલૂમ પડી. પાછો ઉતારે આવ્યો ત્યારે તેને હોટેલવાળાએ કહ્યું કે તમારા કૂતરાને કંઈક થયુંછે, કેમકે ખાતો નથી અને નવાઈ જેવું એ છે કે ખાવાની રીકાબી મ્હોડા આગળથી લેવા નથી દેતો. તેનો ધણી ઓરડામાં આવ્યો કે તરતજ તે કૂતરાએ તેના પગ આગળ મ્હોમાં રાખેલી મોહર મૂકી, અને મસ ભૂખ્યો થયો હોય તેમ ઉતાવળે ખાવા મંડી ગયો.

### ૬. મરઘો અને રત્ન.

એક મરઘો ઊકરડો ખોદતો હતો તેવામાં તેને કીમતી રત્ન જડ્યું. એ જોઈ તેણે પોતાના મનમાં કહ્યું કે 'આ કોઈ ઝંવેરીને જડ્યું હોત તો તે ઘણો ખુશી થાત, કેમકે એથી તે નાહાલ થાત. મને તો રત્ન કરતાં એક બાજરીનો દાણો જડ્યો હોત તો સારૂં થાત, કેમકે તે હું ખાત.' આ ઉપરથી સમજવાનું કે પદાર્થનો ઉપયોગ એજ તેની કીમત છે.

### ૭. ભરવાડનો કૂતરો.

કોઈ ગૃહસ્થ બજારમાં એક દુકાન આગળ બગીને ઊભી રાખી પોતાના કૂતરાને બગીમાં મૂકીને દુકાનમાં ગયો. રસ્તામાં કાંઈ ખડખડાટ થવાથી બગીનો ઘોડો ચમકીને નાઠો અને તેની લગામ ભોંયે ઘસડાવવા લાગી. પેલે કૂતરે તરત નીચે કૂદી પડીને પોતાના મોંમાં લગામ લઈ લીધી. થોડે લગી ઘોડાએ તેને ઘસડ્યો. પછી તેના તાણવાથી તે ઊભો રહ્યો.

### ૮. મુરઘીઓનો બચાવ.

એક ગામમાં હિમ પડ્યું અને બરફ વરસ્યું તેવામાં કોઈ ખેડુતનાં મરઘાં સંવાને વખતે સૂવા આવ્યાં નહિ અને તેમનું શું થયું તે ઘરનું કોઈ આદમી જાણતું ન

હોતું; તેવામાં ઘરનો કૂતરો હતો તે તેના મ્હોડામાં એક મરઘી લઇને આવ્યો. તે મરી ગયેલા જેવી દેખાતી હતી. શાણો કૂતરો મરઘીને ગરમ કરવાને ચૂલા પાસે લઈ ગયો. તેને ત્યાં મૂકીને તુરત બીજીને લેવા ગયો. આ રીતે એક પછી એક બધાં કૂકડાં લાવીને ત્યાં મૂક્યાં. તેઓ વાડાની બહાર ચરવા ગયલાં હતાં. ત્યાં ટાઢથી ઠૂંઠવાઇને એક એકના ઉપર પડ્યાં હતાં. તેમને આ કૂતરાએ એક પછી એકને ઉપાડી ચૂલા પાસે લાવીને મૂક્યાં ત્યાં તાપથી તેઓ હોશીઆર થયાં. એમ કૂતરાએ ન કર્યું હોત તો તેઓ રાતમાં ઠરીને મરી જાત.

## ૯. માયાળુ હાથી.

એક હાથીને એક બાળક જોઇ એવી માયા બંધાઈ કે તે છોકરૂં તેની પાસે હોય ત્યારેજ તેને ચેહેન પડતું. તેના વગર તેને ગમે નહિ. ધાવતા છોકરાને હાથીના પગના વચગાળામાં સૂવાડે પણ હાથી તેને ઇજા કરે નહિ. માયા એટલે લગી થઈ કે તે છોકરાની ગેરહાજરીમાં આ માયાળુ હાથી ખાય નહિ. નાનું છોકરૂં ઊંઘે ત્યારે તેના ઉપર માખી બેસે તે હાથી પોતાની સૂંઢ વડે ઉરાડે અને જાગે અથવા રડે તો તેના પારણાને સૂંઢ વતી હીંચોળી ઊંઘાડી દે.

## ૧૦. ચોર પકડનાર કાચબો.

રાત્રે અંધારામાં ધાન્ય ઢાંકવાના ભંડારીઆ આગળ ચોર ફંફોસ્તો હતો, તેવામાં તેને હાથ ટોપલી લાગી. તેમાં હાથ ઘાલવા જાયછે કે તેમાં મૂકેલા કાચબાએ તેનાં આંગળાં ઘણા જોરથી કરડી ખાધાં. કાચબાના મોંમાંથી હાથ કાઢવા જાય પણ કાચબો છોડે નહિ. ચોરે ગભરાટથી અને દરદથી ગડબડ કરી બૂમ પાડી એટલે ઘરના માણસોએ જાગી તેને પકડી પોલીસને સોંપ્યો.

## ૧૧. આમ નહિ તો આમ.

એક નઠારો છ વરસનો નાનો છોકરો હતો તેને એવી ખરાબ ટેવ હતી કે જે માણસ તેના બાપને મળવા આવે તેની પાસે પૈસા માગે. આ માઠી ટેવ છોડાવવાને તેના બાપે તેને શિક્ષા કરી તેનું વચન લીધું કે હવે પછી કોઈની પાસે પૈસા માગવા નહિ. તેના બાપના વેપારમાં કોઈ ગૃહસ્થ ભાગીઓ હતો તે બીજે દહાડે મળવા આવ્યો. પેલા છોકરાએ તેને પૂછ્યું, મને પૈસો ધીરે પણ પાછો માગે નહિ એવા તમારા જાણવામાં કોઈ છે? પૈસા માગવાની આ બીજી યુક્તિ માત્ર હતી, માટે તે ટેવ મૂકાવવાને તેના બાપે વધારે સખ્ત શિક્ષા કરી.

## ૧૨. કારીગર અને ખારવો.

કોઈ કારીગરે એક ખારવાને પૂછ્યું કે તારો બાપ ક્યાં મરી ગયો? ત્યારે ખારવાએ કહ્યું કે મારો બાપ, દાદો, પડદાદો, એ બધાનો દરિયામાં નાશ થયોછે. આ ઉપરથી કારીગરે પૂછ્યું કે એમ છે તો તમને વહાણે ચઢતાં ડૂબી મરવાની બીક નથી લાગતી? ખારવાએ કહ્યું કે જરાએ નહિ. પણ વારૂ હું વિનતિ કરૂંછું કે તમારા બાપ દાદા પડદાદા એ બધા ક્યાં મરી ગયા એ મને કહો. ત્યારે કારીગરે કહ્યું કે ખાટલામાં. ત્યારે ખારવા બોલ્યો કે વાહ! તમને ખાટલામાં સૂવા જતાં બીક નથી લાગતી તો મને વહાણ હંકારતાં શા માટે બીક લાગે વારૂ?

## ૧૩. જુક્તિવાન કુતરો.

એક ચોકી રાખનાર કૂતરાને સાંકળે બાંધી રાખતા હતા. તેને ગળે બાંધેલો પટો માથા કરતાં વધારે મોટો હોવાથી તે પોતાની મરજીમાં આવે ત્યારે પોતાનું માથું બહાર કાઢી શકતો. આ વાત તેનો ધણી જાણશે તો તેનો

પટો વધારે સાંકડો કરશે એવી બીકથી કૂતરો પોતાનું માથું પટામાંથી દિવસે બહાર ન કહાડતાં રાત પડવાની વાટ જોતો. રાત પડે ને ઘરનાં બધાં ઊંઘી જાય કે તરત તે પટામાંથી માથું બહાર કહાડી સટકી જાય. ખેતરોમાં જઈ ત્યાંનાં ઘેટાં બકરાંને મારી નાંખે કિંવા ઘાયલ કરે. પછી પોતાના શરીર ઉપર પડેલું લોહી પાસેના વહેળામાં પડીને ધોઈ વહાણું વાતા પહેલાં ઘેર આવી તે પટામાં પોતાનું માથું સરકાવી પોતાની જગાએ સૂઈ જાય અને જાણે આખી રાત ત્યાંજ રહ્યો હોય એવી રીતે પડી રહે.

## ૧૪. બહાદુર વામનજી.

ગારિબાલ્ડિ સિસિલિમાં હતો તેવારે એક કદરૂપો વામનજી વાલન્તીઅર ફોજમાં સામિલ થવાને આવ્યો; સિપાઈ પસંદ કરવાનું જે કમિટીને હાથ હતું તેણે તેને બહુજ ઠીંગણો જોઈ રાખવાની ના કહી. એથી હિમ્મત ન હારતાં તેણે જનરલ ગારિબાલ્ડિકને જઈ અરજ કરી. જનરલે પણ ના કહી. પહેલો સંગ્રામ થયા પછી તે વામનજી જનરલની પાસે આવી બોલ્યો, જુવો સરદાર, તમે મને દાખલ ન કર્યો તોપણ હું સામિલ થયો. હું સારી રીતે લડ્યો ખરો; ને હું ઘવાણો પણ છું. ગારિબાલ્ડિએ તેને ઓળખ્યો ને કહ્યું વાહવા! પણ તારો જખમ ક્યાં છે? થોડી આનાકાની કરી વામનજીએ તેના ખભાપર થયેલો ઘા બતાવ્યો. તે જોઈ ગારિબાલ્ડિ કહે, છટ શરમ! આ જખમ તને નાસતાં થયેલોછે. મને લાગ્યું હતું કે તું સારો જોદ્ધો નહિ નીવડે. એ સાંભળી બાપડો વામન વીલો પડી ચાલ્યો. થોડા વખતમાં બીજો સંગ્રામ થયો. તે પૂરો થયો એટલામાં તે ઠીંગણો સિપાઈ કહે જુવો સાહેબ, આ વખત મારી પીઠ ભણી નથી. છાતીમાં લાગેલો

ઉંડો ઘા બતાવતાં બહાદુર વામનજી ચકરી ખાઈ પડી-
ને મરણ પામ્યો.

### ૧૫. જૂની ઓળખાણ.

થોડાં વરસ ઉપર એક ખારવો જાનવરશાળા જોવા
ગયો ત્યાં રાખેલો એક વાઘ તેને દેખીને ઘણો વ્યાકુળ
થયો. એ જોઈ તેને નવાઈ લાગી. જેમ પાંજરાની વધારે
પાસે ગયો તેમ તે વાઘ વધારે વ્યાકુળ થવા લાગ્યો. ર-
ખવાળને એ બિના કહી ત્યારે તેણે કહ્યું વાઘ કાંતો ઘણો
ખુશી થયોછે અથવા ઘણો ગુસ્સે થયોછે. આ પછી
ખારવો પાંજરાની છેક પાસે ગયો ત્યારે વાઘે પોતાની
પૂંછડી પોતાની બાજૂએ અફાળી અને ભયંકર ગર્જના
કરી. વધારે પાસે જઇને જોવાથી એને માલૂમ પડ્યું કે
જે વાઘને એ દેશમાં લાવતાં વહાણમાં તેની પોતાની
સંભાળ નીચે રાખ્યો હતો તેજ આ વાઘ છે. જૂના
મિત્રના ફરીથી મળવાથી વાઘ જેટલો ખુશી થયો તેટલોજ
ખારવો પણ ખુશી થયો. આ સુંદર પ્રાણીને ભેટવા પાં-
જરામાં જવાની રજા માગી. લોઢાનાં બારણાં ઉઘાડ્યાં
અને તે પાંજરામાં ગયો. તમાસગીરોને તે જોઇને ઘણીજ
નવાઈ લાગી. જૂનો મિત્ર પોતાની પાસે આવ્યો તેથી
આનંદ પામી વાઘ ઘણા વહાલની નિશાનીઓ બતાવવા
લાગ્યો.

### ૧૬. સાવચેત હાથી.

એક હાથી શહેરમાંથી ધણીને ઘેર લાકડાંના પૂલપ-
રથી વારે વારે જતો હતો. એક દિવસે હાથી પૂલના નાકા-
પર આવી અટક્યો. મુાવતે અંકુશ ઘોંચ્યા તેપર ચડા-
વ્યો. તેની આનાકાની પરથી અનુમાન થઈ શકે કે તેને
તે દહાડે પૂલની મજબૂતાઈ વિષે શક આવ્યો હશે

પૂલપર પગ મૂક્યા પહેલાં સૂંઢવતે તપાસ્યો. માવતે બહુ હાંક્યો ત્યારે આગળ ચાલ્યો. અર્દ્ધ ભાગે પહોચતાં પૂલ તૂટ્યો અને હાથી ને માવત બેઉ નદીમાં પડ્યા. માવત ડૂબી મુવો અને હાથીને ઘણું વાગ્યું.

### ૧૭. ગુનો પકડાયો.

ધણી ઉપર કૂતરાનું હેત અને તેની સ્મરણ શક્તિથી કેટલાક ગુના પકડાયાછે તેનું એક ઉદાહરણ એક પ્રાચીન ગ્રંથકર્ત્તા આપેછે. તે લખેછે કે—એક રોમન ગુલામને માંહોમાંહેની લડાઇમાં કોઇએ મારી નાખ્યો. પણ તેને કોણે માર્યો તે કોઈના જાણવામાં નહોતું. તેના મુડદાની આગળ તેનો કૂતરો બેઠો હતો તે કોઇને અડકવા ન દેતો. ત્રણ દિવસ લગી ખાધા પીધા વગર કૂતરે ચોકી કરી. તેવામાં રાજા પયહસ ત્યાં થઇને જતો હતો તેણે તેને દીઠો. રાજાએ હૂકમ કીધો કે મુડદાને દાટી કૂતરાને મારી પાસે લાવો. કેટલાક દહાડા પછી લશ્કરની રવી (રેવ્યુ) થઈ. પ્રત્યેક સિપાઈ રાજા પાસે થઈ જવા લાગ્યો. આ વખતે કૂતરો રાજા કને થોડી વાર લગી ગૂપચૂપ બેશી રહ્યો. પણ તેના આગલા ધણીનું ખૂન કરનારા જેવા આવ્યા કે તે ઘણા જુસ્સાથી ભસ્તો દોડ્યો અને તેમનાં લૂગડાં કરડવા માંડ્યાં. આથી રાજાને વહેમ આવ્યો તેથી માણસોને પકડ્યા. તેમણે ગુનો કબૂલ કર્યો, અને તેઓ ફાંસીએ ગયા.

### ૧૮. જોડા ઊના કરવા.

એક મડમને જોડા પહેર્યા પહેલાં ઊના કરાવવાની ટેવ હતી. એક દહાડો હવા ઘણી ગરમ હતી તેથી આયાએ દેવતા પાસે મૂક્યા વગર મડમને પહેરવા આપ્યા. એના કૂતરાના દીઠામાં એ આવ્યું એટલે ચાકરડીની

અક્કલથી ખીજવાયો હોય એમ દેખાયો; અને તેની પાસેથી જોડા લઈ ચૂલા પાસે લઈ ગયો ને હમેશની પેઠે ગરમ કરી મડમના પગ આગળ મૂકી તેના સામું સંતોષથી એકી નજરે જોઈ રહ્યો. જો તેને વાચા હોત તો તે એમ બોલત કે "મડમ સાહેબ, જોડા તૈયાર છે." તમારી બેફીકરી આયાએ જોડા ગરમ કર્યા નહિ માટે મેં કર્યાછે એવું બોલવાની તેને ઇચ્છા હશે એમ તેના ડોળપરથી જણાયું.

## ૧૯. હાથીને છેતર્યો.

લંકા બેટમાં એક માણસના બારણા આગળથી કેટલાક હાથી રોજ પાણી પીવા જતા તેમને જોવાને તે ઘણીવાર ઓટલે બેસતો. એમાંના એક હાથીને તે વડનાં પાંદડાં કોઈ કોઇવાર આપતો. એ પાંદડાં હાથીને બહુ ભાવેછે. એક દિવસે હાથીને છેતરવાનો ઇરાદો તેણે કર્યો. એક પત્થરાને પાંદડાંમાં વીંટાળીને માવતને કહ્યું—હું એને આજ પત્થર ખાવાને આપુંછું, જોઉં તેને ભાવેછે કે નહિ. માવતે કહ્યું તમે ધારોછો તેમ એ સહેલથી છેતરાશે નહિ. તોપણ તે માણસે વડનાં પાંદડાં વીંટાળેલો પત્થરો હાથીને આપ્યો. પરંતુ હાથીએ સૂંઢવતી લેતાંજ તેને નાખી દીધો. માવતે કહ્યું, જુઓ હું ખરો પડ્યો. એમ કહી તે આગળ ચાલ્યો. હાથીને પાણી પાયું, અને પાછા આણ્યા. જે માણસે હાથીને છેતર્યો હતો તે પોતાના બારણામાં તેવારે બેઠો હતો. તેને ખબર પડ્યા પહેલાં હાથીએ દોડી તેને પોતાની સૂંઢ વતે ઝાલી જમીન ઉપર પટકી મારી નાખ્યો.

## ૨૦. ચોર પકડાયો.

કોઈ માણસના ઘરમાં દાણાનો કોથળો ચોરાયો ત્યારે

તેણે રાજાને ફર્યાદી કરી, અને રાજાએ ઘરનાં બધાં માણસને હજૂરમાં હાજર થવાનો હૂકમ કર્યો. દરેકને એક સરખી લંબાઇની લાકડી આપીને કહ્યું કે જેણે ચોરી કરીછે તેની લાકડી એક આંગળ વધશે. એમ કહી રજા આપી. આથી ચોરને બીક લાગવાથી પોતાની લાકડી એક આંગળપૂર કાપી નાખી. બીજે દિવસે કચેરીમાં તે બધાં માણસને પાછાં હાજર કરવામાં આવ્યાં તે વખતે બીજાના કરતાં ચોરની લાકડી ટૂંકી માલૂમ પડી. આ રીતે ચોરને પકડી તેને શિક્ષાનો હૂકમ કર્યો.

## ૨૧. કૂતરાની ધીરજ.

કોઈ એક ગામના રસ્તા ઉપર મોટો કૂતરો દોડતો હતો, તેવામાં રસ્તે જતી ગાડીનું પૈડું તેના પંજા ઉપર ફરી વળ્યું. તે ઘણી દયામણી રીતે રડ્યો તેથી પાસેની દુકાનમાં કેટલાક નાળ જડનારા કામ કરતા હતા તેઓ બહાર જોવા આવ્યા, ને તેમાંના એકે ગરીબ પ્રાણીને ઘણી ઇજા થએલી જોઇને જ્યાં વાગ્યું હતું તે ભાગને સાફ કરી પાટો બાંધી જવા દીધો. તે ઘેર ગયો ને થોડાક દિવસ પછી કૂતરાને ઘણું દરદ થવાથી તે નાળબંધને ત્યાં પાછો આવ્યો અને ઘણું દરદ થાયછે એમ બતાવવાને પગ ઊંચો કરી રડ્યો. નાળ જડનારે પાછો સાફ કરી પાટો બાંધ્યો એટલે કૂતરો પાડ માનવાને તેનો હાથ ચાટી પોતાને ઘેર ગયો ને થોડા દહાડામાં બિલકુલ સાજો થયો. થોડા મહિના પછી એજ કૂતરો બીજા કૂતરા જોડે ગેલ કરતો હતો તેવામાં બીજાને તેજ રીતે વાગ્યું. તેનો કાન મોંમાં લઈ જે નાળબંધે એને પાટો બાંધ્યો હતો તેની પાંસે લઈ આવ્યો. પ્રાણીનું ડહાપણ જોઇને કારીગરોને ઘણી નવાઈ લાગી. પહેલા દરદીના જેટલું આનાપર

લક્ષ આપ્યું અને પરિણામ પણ સારૂંજ થયું.

### ૨૨. કેહેવતનું મૂળ.

એક દ્રાક્ષના બાગનો ધણી પોતાના ગુલામો પાસે તે બાગ ખોદાવવામાં તથા ખાતર પૂરાવવામાં ગજા ઊપરાંત બહુ કામ કરાવતો હતો. તેમાંના એકે કહ્યું, આ બાગની દ્રાક્ષોનો દારૂ ધણી ચાખી નહિ શકે એવું હું ચાહુંછું. દ્રાક્ષ પાકી અને દારૂ બનાવ્યો. ધણી હાથમાં દારૂ ભરેલું પ્યાલું લઈ ઊભો અને ગુલામને મ્હેણું મારીને કહે, જો તારી આશા પાર નહિ પડી. ગુલામે કહ્યું, હોઠ અને ચલાણાની વચ્ચે ઘણાં વિઘ્ન છે. ધણીને દારૂ પીતા પહેલાં કોઇએ એકાએક આવીને કહ્યું કે બાગમાં જંગલી ડુક્કર આવ્યુંછે તે દ્રાક્ષના વેલા ઉખેડી નાખેછે. તે ડુક્કર હાંકવા દોડ્યો. એમ કરતો હતો તેવામાં ડુક્કરે તેને ઝાલી મારી નાખ્યો. દારૂ પીવાયો નહિ તેથી ગુલામનું કહેવું ખરૂં પડ્યું.

### ૨૩. ચતુર કૂતરો.

ફ્રાન્સના કોઈ મઠમાં દરરોજ અમુક વખતે વીસ ભીખારીને ભોજન આપતા. આ મઠમાં એક કૂતરો હતો તે હમેશાં પેલા જમે તેમાંથી કોઈ કકડો નાંખે એવી આશાએ ત્યાં બેસતો. જમનારા ઘણા ભૂખડુ અને દયા વગરના હોવાથી ગરીબ કૂતરાને ખોરાકની વાસ લેવા ઊપરાંત કાંઈ મળતું નહિ. દરેક ભીખારી આવીને ઘંટ વગાડતો એટલે નાના બાકામાંથી તેને તેનું ભાણું આપવામાં આવતું. આપનાર ને લેનાર એક એકને જોઈ શકતા નહિ. એક દહાડો બધાને આપી રહ્યા ત્યાંસૂધી કૂતરાએ વાટ જોઈ. પછી મોંમાં દોરી લઈ ઘંટ વગાડ્યો એટલે તેને પણ ભાણું મળ્યું. આ યુક્તિથી તેનું કામ

થયું માટે ત્યારથી નિત્ય તેણે એ રીતે કરવા માંડ્યું. વીસને બદલે એકવીસ ભાણાં આપવાં પડેછે તે રસોઈઆને માલૂમ પડવાથી ખોળ કરવાનો ઠરાવ કર્યો. તપાસ કર્યાથી ચોર પકડાયો. પણ જ્યારે સાધુઓએ કૂતરાની ચતુરાઈની વાત સાંભળી ત્યારે તેમણે પ્રસન્ન થઈ હમેશાં ઘંટ વગાડવાની આજ્ઞા કરી.

## ૨૪. ન્યાય રૂપી રત્ન.

મનવારમાંનો ( લડવાના વહાણમાંનો ) એક ખલાસી પેમબ્રોકની ગોદીમાં ઊભો હતો તેવામાં તેણે બે માણસને ઓકનું લાકડું વહેરતાં જોયા. કરવત જરા બૂઠું હતું, ને લાકડું ઘણું ચીકણું હતું તેથી સામસામા બેશી તેઓ બહુ જોરથી ખેંચતા હતા. ખારવાએ થોડીવાર વિચાર કરી જોયાં કર્યું. છેલીવારે એણે ધાર્યું કે કરવત લેવાને તેઓ સામસામા મથેછે તેમાંનો એક માણસ ઘણો ઠીંગણો હતો અને બીજો મોટો ને જબરો હતો તેથી ખારવાએ અન્યાય થતો અટકાવવાનો ઠરાવ કર્યો. તેણે જબરાને એક થપડ ચોડીને કરવત લાકડામાંથી ખેંચી કાઢી નાના માણસને આપીને કહ્યું, જા બચ્ચા દોડી જા, નહિતો પેલો લઠ માણસ તારી પાછળ દોડીને છીનવી લેશે.

## ૨૫. પ્રમાણિકપણું.

એકવાર કોઈ વેપારી રૂશિયાના આછી વસ્તીવાળા ભાગમાં થઈ જતો હતો. રસ્તામાં રાત પડવાથી કોઈ ખેડુતની ઝુંપડીમાં મુકામ કીધો. સવાર થયે ચાલવા માંડ્યા પછી તેણે સો મોહરની કોથળી માર્ગમાં ખોઈ. પેલા ખેડુતનો છોકરો શિકારે જતો હતો તે વખતે તેને જડી. પણ તે ન લેતાં તેણે ઘેર જઈને વાત બાપને કહી. બાપે પણ તે લેવાની ના કહી અને કોથળીનો ધણી પાછો

આવેછે તેની વાટ જોવાને તેને ઝાડવામાં દાટી દેવાનું કહ્યું. થોડાક મહિના ગયા પછી એના એજ મુસાફરે એજ ઝુંપડીમાં મુકામ કર્યો; પણ એડુતે તેને ઓળખ્યો નહિ. આગલી મુસાફરીમાં કોથળી ખોવાઈ હતી તે વિષે પેલાએ વાત કહી તે એડુતે કાન દઈને સાંભળીને કહ્યું, મારે છોકરે જ્યાં દાટીછે તે જગા તે બતાવશે. એ કોથળીને ઢાંકનાર સિવાય બીજું કોઈ અડક્યું નથી. કોથળી હતી ત્યાં તેઓ ગયા, ને મુસાફરને ખોવાયલા પૈસા જડવાની આશા નહોતી તે પાછા મળ્યા તેથી ઘણોજ ખુશી થયો.

## ૨૬. નિર્ભય છોકરો.

એક નાંનો પાંચ વરસનો છોકરો તેની દાદીને મળવા ગયો હતો. એક દહાડો તે ખોવાઈ ગયો અને કોઈ ઠેકાણેથી જડ્યો નહિ. ઘરડી દાદીએ કેટલાક વખત લગી ચિન્તાતુર થઈ ખોળ કરાવી તેવારે ઊંડી અને જોરથી વહેતી નદીને કાંઠે ભય પામ્યા વગર તેને ઊભેલો દીઠો. એનો વિચાર નદીપાર જવાનો હતો, પણ નાનો ને નદી ઊંડી હોવાથી જઈ શક્યો નહિ. દાદી પાસે તેડી લાવ્યા ત્યારે ભોમીઆ વગર ગયો માટે ઠપકો દીધો. કેવા ભયમાંથી બચ્યો હતો તે કહીને તે બોલી કે તું બીને ઘેર ન આવ્યો એ મને નવાઈ લાગેછે. છોકરાએ કહ્યું વ્હાલી દાદી, બીક! મને બીક તો કદી લાગતી નથી. જે આગળ જતાં ઇંગ્લાંડમાં મોટો દરિયાઈ વીર થયો તે હોરેશિઓ નેલ્સન આ નાનો છોકરો હતો.

## ૨૭. ગરૂડ અને શીઆળ.

એક ગરૂડ પોતાનાં બચ્ચાંના ભોજનને માટે કોઈ શીઆળનાં બોટીલાંને લેઈ ગયો. કમનસીબ શીઆંળે પાછાં માગ્યાં, પણ તેનું કંઈ વળ્યું નહિ. પોતાનો માળો

ઊંચા ઝાડની ટોચે હોવાથી શીઆળ પહોચી શકશે નહિ એવું ધારી ગરૂડે તેની વાત સાંભળી નહિ. પરંતુ શીઆળે બળતો કાકડો લાવી ઝાડને સળગાવ્યું. પોતાનાં બચ્ચાં મરી જશે એવું જોઇને ગરૂડે શીઆળનાં બચ્ચાં પાછાં આપ્યાં. એ રીતે તેનાં બચ્ચાં ઉગર્યાં. એ ઉપરથી આપણે શીખામણ લેવાની કે મોટા નાનાપર અન્યાય કરે તો નાના વેર લેછે.

## ૨૮. દયાનો બદલો મળ્યો.

માસીડોનનો એક ગરીબ સિપાઈ સોનું લાદીને અચર હાંકી જતો હતો. એ સોનું મોટા પાદશાહ સિંકદરનું હતું, તે પાછળથી ત્યાં આવી પહોંચ્યો. અચર એટલું થાકી ગયું હતું કે તેનાથી ભાર ઊંચકાયો નહિ, તેથી હાંકનારે અચર ઉપરથી ઉપાડી લઈ ઘણી મુશ્કેલીથી પોતે લઈ ચાલ્યો. રાજા હાંકનારની દયા જોઈ ખુશી થયો, પરંતુ બોજો હાંકનારથી ઊંચકી ન શકાયો એટલે જમીન ઉપર નાખી દેવાની તેયારીમાં હતો. તે જોઇને મહારાજા બોલ્યો કે ફેંકી ન દેતાં તારા તંબુ લગી લઈ જા, એ બધું તારૂં છે.

## ૨૯. કીમતી, પણ નકામું.

એક આરબ રણમાં ભૂલો પડ્યો. બે દિવસ લગી ખાધા પીધા વગર તે ભટક્યો અને ભૂખથી મરી જશે એવી ધાસ્તીમાં આવી પડ્યો. મુસાફરો તેમનાં ઊંટને પાણી પાયછે તેવી તળાવડી તેણે અંતે દીઠી. તેનાથી જેમ જલદી જવાયું તેમ ગયો, પણ ત્યાં પહોંચ્યો એટલે તળાવડી સૂકાયેલી દીઠી. એટલામાં ત્યાં મોટી કોથળી પડેલી જોઈ. આ જોઈ એમાં ખાવા પીવાનું હશે એમ ધારી ઘણો ખુશી થઈ ઘણી મેહેનતે તેની પાસે ગયો, અને તેમાં શું છે તે હાથ લગાડીને જોયું, એટલે તેને

લાગ્યું કે એમાં ઝીણી ગોળ વસ્તુઓ ભરેલીછે, તેપરથી તે બોલ્યો કે હું આશા રાખુંછું કે આ ખજૂર કે અખોડ હશે. કોથળી છોડીને જોયું તો મોતી નીકળ્યાં. ભૂખ્યા માણસને આ કાંઈ કામનાં નહોતાં. ગરીબ અરબ રેતી પર ભૂખથી તરફડીને મરી ગયો.

### ૩૦. નાનો, પણ બહાદુર.

ફ્રાન્સનો પેપિન રાજા નીચા કદનો હોવાથી તેને ઠીંગણો કહેતા. તેની મશ્કરી કેટલાક તેના અમીરો કરતા હતા. એક દિવસે રાજા સિંહ અને ગોધાની લડાઈ જોવા બેઠો હતો. જે ક્ષણે સિંહ ગોધા ઉપર કૂદ્યો તેવારે રાજાએ એ તમાશો જોવાને બેઠેલા ઉમરાવોને કહ્યું—આને છૂટા પાડી શકે અથવા મારી શકે એવું તમારામાં કોઈ છે? કોઈએ જવાબ આપ્યો નહિ. એટલે પેપિને અગડમાં ભૂસ્કો માર્યો. સિંહનું ગળું એકદમ કૂદીને કાપી નાખ્યું, અને બીજે તલવારને ઝટકે ગોધાનું માથું વાઢી નાખ્યું. પછી પોતાની જગાએ છાનામાના બેશીને રાજા બોલ્યો, ડેવિડ નાનો હતો, પણ જે મગરૂર રાક્ષસે તેનો તિરસ્કાર કર્યો તેને તેણે મારી નાખ્યો.

### ૩૧. રાજા અને ઘાસ કાપનાર.

ત્રીજો જ્યોર્જ રાજા ગામડામાં ફરતો ફરતો ઘાસના બીડમાં આવી પહોંચ્યો. ત્યાં એકજ બાયડી ઘાસ કાપતી હતી. રાજાએ પૂછ્યું તમારા સાથી ક્યાં ગયાછે? બાયડીએ કહ્યું તેઓ રાજાને જોવા ગયાછે. રાજાએ કહ્યું તો તું કેમ ના ગઈ? બાયડીએ જવાબ દીધો કે તેમાં શું ધૂળ જોવાનું છે. જે મૂર્ખીઓ શહેરમાં ગઈછે તેમણે આખા દહાડાની મજૂરી ખોઈ, પણ મારે તો પાંચ છોકરાનું ભરણપોષણ કરવું છે તેથી એક દહાડાની

મજૂરી ખોઉં તો ઘણી આપદા પડે. દયાળુ રાજાએ તેના હાથમાં મોહર મૂકીને કહ્યું કે તમારા જે સાથીઓ શહેરમાં ગયાછે તેમને કહેજો કે મહારાજા મને મળવા આવ્યા હતા અને સોનાના શિક્કાવાળી છબી યાદગીરીમાં આપી ગયાછે.

### ૩૨. રાજા અને જમાદાર.

પ્રુશિઆના મહાન ફ્રેડરિક રાજાએ સાંભળ્યું કે પોતાની અંગરક્ષકની પલટનમાં એક ઘણો ખૂબસુરત અને શૂરવીર જમાદાર છે, તે ઘડીઆળની સાંકળીએ ઘડીઆળને બદલે બંદૂકની ગોળી ગજવામાં રાખેછે. રાજાને તે જાતે જોવાનું મન થયું. એવામાં એક દહાડો તે મળ્યો ત્યારે આ પ્રમાણે રાજાએ કહ્યું—"જમાદાર, મેં સાંભળ્યુંછે કે તમે શૂરવીર છો ને કસરીઆ પણ હશોજ, કેમકે તમારા પગારમાંથી ઘડીઆળ લાવવાને પૈસા બચાવ્યાછે." સિપાઇએ કહ્યું, મહારાજ, હું શૂરો છું તેથી હું ખુશી છું, પણ મારી ઘડીઆળ કંઈ કામની નથી. રાજાએ સોનાનું હીરાજડીત ઘડીઆળ ગજવામાંથી કાઢીને કહ્યું મારા ઘડીઆળમાં પાંચ વાગ્યાછે, જુવોની તમારામાં કેટલા વાગ્યાછે? જમાદારે ધ્રુજતે હાથે ગજવામાંથી ગોળી કાઢીને કહ્યું—મારા ઘડીઆળમાં તો પાંચ કે છ કાંઈ જણાતા નથી, પણ આપની નોકરીમાં મારૂં જે રીતે મોત થશે તેજ માત્ર જણાવછે. વારૂ ત્યારે મારી નોકરી કરતાં બાર કલાકમાંને કયે કલાકે મરી જશો તે જાણવાને મારૂં ઘડીઆળ હું તમને આપુંછું. એમ કહી પોતાનું સોનાનું હીરાજડીત ઘડીઆળ તે યોદ્ધાને બક્ષીસ આપ્યું.

### ૩૩. ભલી યુક્તિ.

ઇંગ્લાંડમાં કોઈ વટેમાર્ગુ વરસાદથી ભીંજાયલો અને

ટાઢથી ઠુંઠવાયલો એક ગામડાને ઉતારે આવ્યો, ત્યાં એ-
ટલા બધા લોક હતા કે તેને તાપવાનું મળી શક્યું નહિ.
ઉતારાના ધણીને બોલાવીને કહ્યું કે કાલુ માછલી લઈ
જઈ મારા ઘોડાને ખવડાવો. ઉતારાવાળાએ કહ્યું, તમારા
ઘોડાને ! તમારો ઘોડો માછલી કદી ખાયજ નહિ. મુસા-
ફરે કહ્યું હું તમને કહું તે કરો. આવો હૂકમ કર્યો તે સાં-
ભળીને બધા માણસો તરત ઘોડો કાલુ માછલી ખાયછે
કે નહિ તે જોવા દેહલામાં ગયા. આમ કરવાથી તે પ્રવાસી
આખા ઓરડામાં એકલો રહ્યો, એટલે ચૂલા પાસે બેશી,
ઘણી સુખદાયક રીતે તાપી શક્યો. ઉતારાવાળાએ પાછા
આવી કહ્યું મેં સોગન ખાઇને કહ્યું હતું કે ઘોડો કાલુ
માછલી ન ખાય. મુસાફરે કહ્યું ફીકર નહિ. તેને ટેબલ
ઉપર મૂકો, તાપી રહીને હું ખાઈ જઇશ.

### ૩૪. લોભની શિક્ષા.

ત્રણ માણસ જોડે મુસાફરી કરતા હતા તેવામાં ના-
ણાંની મોટી કોથળી જડી તેમાંથી તેમણે સરખે ભાગે
વહેંચવાનો ઠરાવ કર્યો. ધન મળ્યાથી ઘણા હરખાયા.
આગળ ચાલતાં થાકી ગયા તેવારે તેમાંના એકે કહ્યું
આપણે ખાવું જોઇએ. તેપરથી બીજો પાસેના ગામમાં
સુખડી લેવા ગયો. થોડીક સુખડી જડી એટલે તેમાં ઝેર
ભેળી પેલા બે સાથીને મારી નાખી બધો માલ પોતે
લેવાનો વિચાર કર્યો. તેના બે સાથી વગડામાં ઝાડ તળે
બેઠા હતા તેમણે મનસુબો કર્યો કે તે ખાવાનું લાવે એ-
ટલે મારી નાખી આપણે બે વહેંચી લઇશું. જ્યારે પેલો
ખાવાનું લઈ આવ્યો કે તેમણે તેને મારી નાખી ઝેરવાળી
સુખડી ખાધી. થોડીવારમાં ઝેરની અસુર લાગી તેથી
બંને મરી ગયા. એ રીતે એકેને જડેલા પૈસા કામ લાગ્યા

નહિ. તે રસ્તે કોઈ બીજો વટેમાગુ જતો હતો તેને જડ્યા તે લઈ ચાલતો થયો.

### ૩૫. દેવ અને ગાડીવાન.

એક દિવસે કોઈ ગામડીઓ કાદવવાળે રસ્તે ગાડું હાંકતો હતો. ગાડીનાં પૈડાં કાદવમાં એટલાં દટાયાં કે બળદ ખેંચી શક્યા નહિ. ગાડીવાને પૈડાં કાઢવાનો કંઈ પ્રયત્ન ન કરતાં પ્રાર્થના કરી દેવને મદદ બોલાવ્યા. દેવે આવી કહ્યું ખભો દેઈ પૈડાંને ધકેલ ને બળદને હાંક; જેઓ જાતે મહેનત કરેછે તેમનેજ હું સહાય કરૂંછું. ગાડીવાને તે પ્રમાણે કર્યું એટલે પૈડાં કાદવમાંથી નીકળ્યાં ને તેની અડચણ દૂર થઈ. આપણે પ્રાર્થના કરીએ અને મહેનત ન કરીએ તો આપણી પ્રાર્થના ફળવાની આશા રાખીએ તે ફોકટ છે.

### ૩૬. સારી શીખામણ.

એક મોટી વિદ્યાલયનો કોઈ જુવાન વિદ્યાર્થી તેના ગુરૂ જોડે ગામ બહાર ફરતો હતો. એ પ્રોફેસર તેના હાથ નીચે ભણનારાપર માયાળુ હોવાથી વિદ્યાર્થીનો મિત્ર કહેવાતો. તેઓ ચાલતા હતા એટલામાં તેમણે જૂના જોડાની જોડ પડેલી દીઠી. પાસેના ખેતરમાં કોઈ ગરીબ માણસ કામ કરતો હતો તેના હશે એમ તેમણે ધાર્યું. મજૂર દિવસનું કામ પૂરૂં કરી રહેવા આવ્યો હતો. વિદ્યાર્થીએ ગુરૂની સામું જોઇને કહ્યું, આપણે આ માણસની મશ્કરીને માટે એના જોડા સંતાડીને પાસેની ઝાડીમાં સંતાઇને જોઈએ કે જોડા ન દેખી એ શું કરેછે. ગુરૂએ કહ્યું મારા જુવાન મિત્ર, આપણે ગરીબની મશ્કરી કરી રાજી થવું ન જોઇએ. તમે પૈસાદાર છો તેથી બીજી રીતે એ ગરીબની મશ્કરી કરી વધારે ખુશી થઈ શકશો.

એના બંને જોડામાં એક એક રૂપિઓ મૂકી આપણે સંતાઇને જોઇએ કે રૂપિઆ દેખી તે શું કરેછે. વિદ્યાર્થીએ એમ કર્યું અને તે બંને જણ ઝાડી પાછળ સંતાઈ ગયા. પેલો ગરીબ માણસ કામ પૂરૂં કરીને જોડા અને અંગરખું મૂક્યાં હતાં ત્યાં આવ્યો. અંગરખું પહેરીને જોડામાં પગ ઘાલવા જાયછે એટલે કંઈ કઠણ લાગવાથી કાઢીને જોયું તો રૂપિઓ દીઠો. આથી તેનો ચહેરો વિસ્મિત થયો. શિક્કો વારે વારે ફેરવીને જોયાં કરે. આસપાસ સર્વ બાજૂએ જોયું, પણ કોઈ માણસ દીઠું નહિ, ત્યારે રૂપિઓ ગજવામાં મૂક્યો. બીજો જોડો પહેરવા જાયછે કે તેમાં પણ રૂપિઓ દીઠો એટલે વધારે આશ્ચર્ય પામ્યો. તેનું મન ભરાઈ આવ્યું. ઘુંટણીએ બેશી આકાશ ભણી જોઇ તે બોલ્યો હે પ્રભુ! કોઈ ઉદાર, પણ મારા જાણવામાં નહિ એવા સજ્જનની દયાથી મારી માંદી બાયડી ને ભૂખે મરતાં છોકરાં આથી બચશે. હું તારો પાડ માનુંછું. તે વિદ્યાર્થીના મનપર એથી ભલી અસર થઈ; તેની આંખમાં આંસુ આવ્યાં. ગુરૂએ કહ્યું તમે જે મશ્કરી કરવાના હતા તે કરતાં આમાં ગમત વધારે પડી કે નહિ? જુવાને જવાબ આપ્યો, તમે મને જે બોધ આપ્યો તે હું કદી ભૂલીશ નહિ. "લેવા કરતાં આપવામાં વધારે સુખ છે," એ વચન સત્ય છે એ હું આજ સમજ્યો.

### ૩૭. હાથીનું વેર.

પારિસની જાનવરશાળામાં જે કોઈ જોવા આવે તેમને ત્યાંનો પહેરેગીર વિનંતિ કરતો કે હાથીને કોઈ ખાવાનું આપશો નહિ. આથી હાથણી ઘણી ગુસ્સે થતી અને ક્રોધાયમાન આંખથી તે પહેરેગીરપર જોતી તથા કોઈકોઈ વાર પાણી છાંટી તેને સુધારવાનો પ્રયત્ન કરતી. એક

દિવસે આ પ્રાણીઓને જોવા ઘણાં માણસો મળ્યાં હતાં. તેમાંના એકે હાથણીને રોટલાનો કકડો આપવા માંડ્યો. પહેરેગીર આ જોઈ ના કહેવાને મોં ઊઘાડેછે એટલે હાથણીએ પાણી છાંટ્યું. આથી સઉને હસવું આવ્યું, પણ પહેરેગીરે પોતાનો ચહેરો શાંતિથી સાફ કરી પહેલાંની માફક સંભાળવાને બીજી બાજૂએ જઈ ઊભા. વળી થોડી વાર પછી પહેરેગીરને લોકને અરજ કરવી પડી કે હાથીને કોઈ ખાવાનું આપશો નહિ. એવું કહેતાંજ હાથણીએ તેની બંદૂક પોતાની સૂંઢવતી ઉપાડી, આસપાસ ફેરવી અને પગતળે દાબી એટલા આમળા દીધા કે પેચ કે સ્ક્રુ જેવી થઈ રહી.

### ૩૮. વરૂઓનું વેર.

ઉત્તર અમેરિકાના મેન પ્રાંતમાં પ્રથમ વસનારા માણસમાંનો એક માણસ પોતાના ઘરથી થોડે છેટે ઝાડ કાપતો હતો. એનો છોકરો આશરે આઠ વરસનો હતો તેને એવી ટેવ પડી હતી કે જ્યારે એની મા ઘરનું કામ કરતી તે વખતે પાસેના ખેતરમાં અને જંગલમાં જ્યાં એનો બાપ કામ કરતો ત્યાં દોડી જતો. એક દિવસે ખેડુત કામ પૂરૂં કરી હમેશ કરતાં વહેલો ઘેર જવા નીકળ્યો. જંગલની કોરની પાસે તેણે નવાઈ જેવો પાંદડાંનો ઢગલો દીઠો. એ ઢગલા તળે શું હશે તે જાણવાની ઈચ્છા થયાથી તેણે ધીમે રહીને પાંદડાં ખસેડ્યાં એટલે પોતાનો પ્યારો દીકરો ઊંઘતો જોઈ આશ્ચર્ય પામ્યો. તુરત તેણે નાના ઊંઘતા છોકરાને લઈ તેની જગાએ લાકડાની ગાંઠ મૂકી ઉપર પાછો પાંદડાંનો ઢગલો કર્યો અને પાસેની ઝાડીમાં છેવટે એનું શું થાયછે તે જોતો બેઠો. થોડીવાર થઈ એટલે તેણે વરૂની બૂમ આઘેથી સાંભળી. તેઓ એક પછી એક ભયં-

કરે અવાજ કરતાં આવતાં ગયાં. અવાજ પાસે આવતો ગયો ને થોડી ક્ષણમાં એક મોટું વિકરાળ વરૂ તેના ટોળાને લઈ આવ્યું. ટોળાનું મુખીપણું કરનાર તે વરૂ ઢગલાપર કૂદ્યું અને પાંદડાં વીખેરી નાખી લાકડાનો કડકો જોતાંજ વિકરાળપણું અને હિંમત તજી બીકણ બની પાછું ખશી જમીન ભણી જોઈ પ્રારબ્ધને આધીન થયું; કેમકે એણે અમારી મશ્કરી કરી એમ ધારી વરૂનું ટોળું ખીજવાઈ ગયું ને સર્વે મળી તેને ફાડી ખાધું. પછી તેઓ જંગલમાં નાશી ગયાં. બાપે છોકરાને છાતીએ ચાંપીને કૃપાળુ ઇશ્વરે તેનો જીવ બચાવવા મોકલ્યો માટે તેનો ઉપકાર માન્યો. જંગલમાં રમતાં છોકરો થાકી જવાથી ઊંઘી ગયો હશે. એજ સ્થિતિમાં વરૂએ તેને જોએલો ને તેના ઉપર પાંદડાં ઢાંકીને પોતાના ભૂખ્યા સાથીને ઉજાણી કરવા માટે બોલાવી લાવેલું, પણ આપણે ઉપર જોયું તે પ્રમાણે તે તેના ભૂખ્યા સાથીનો ભક્ષ થઈ પડ્યું.

### ૩૯. ધૂમાડાએ ઉગાર્યો.

પાટાગોનિઆના કિનારાની પાસે ખડકમાં એક વહાણ જબરા તોફાનને લીધે ભાંગી ગયું અને મોજાંના ઝપાટાથી કડકે કડકા થઈ ગયું. પહેલાં ધારવામાં હતું કે તેમાંના બધા ખારવા મરી ગયા, પણ તેમાંના એકની તરફથી કાગળ મળ્યો કે હું એકલોજ બચ્યોછું. વસ્તી વિનાના ટાપુમાં તે તરીને ગયો; ને ત્યાં ભાંગેલા વહાણમાંથી કાંઠે તણાઈ આવેલાં બિસ્કિટ, અને ટાપુમાં જે જંગલી લીલોતરી ઊગી હતી તે, અને કેટલાંક દરિયાઈ પક્ષીને ખાઇને રહેતો. પક્ષીઓને તે લાકડી વતી મારીને ખાતો. તેની પાસે કેટલીક દીવાસળી હતી, તેથી રાડાં સળગાવી દેવતા કર્યા. દેવતા સારો સળગે માટે

ખડકમાંથી કેટલાંક પાટીઆં શોધી કાઢ્યાં હતાં તે તેની આસપાસ મૂક્યાં. એક રાત્રે તાપણી સળગાવી ઊંઘી ગયો, તેવામાં પવનનો સપાટો આવવાથી પાટીઆં સળગી બળી ગયાં. તેણે એને મોટી આફત ગણી. પણ એથી તે ઊગર્યો. ત્યાંથી દશ મૈલને છેટે એક અમેરિકન વહાણ જતું હતું, તેના કપતાને વસ્તી વગરના બેટમાં ધૂમાડાના ગોટા નીકળતા જોઈ પોતાના માણસોને તે જોવા મોકલ્યા. અડધા હોલવાઈ ગયેલા દેવતા પાસે એ બિચારાને તેમણે દબાઇને બેઠેલો દીઠો. તેની વાત સાંભળીને તેને પોતાના વહાણપર લેઈ ગયા. ત્યાંથી જતાં જે પહેલું બંદર કર્યું ત્યાંથી તેણે પોતાના મિત્રને બચ્યાની ખબર મોકલી. એની જેમણે આશા મૂકી હતી તેમને એ થોડે મહિને જઈ મળ્યો ને તેથી તેઓ ઘણા ખુશી થયા.

## ૪૦. માછલી પકડનાર વાંદરાં.

કેટલાંક વરસ અગાઉ કેટલાક લસ્કરી અમલદારોની ટોળી જિબ્રાલ્ટરના ખડક ઉપરથી બેશીને માછલી પકડતી હતી. એ રીતે તેઓ માછલાં પકડતા હતા તેવામાં ઉપરથી તેમના ઉપર કાંકરા પડ્યાથી એ જગા બદલવાની તેમને જરૂર પડી. એ કાંકરા કોણ ફેંકતું હતું તેની ખબર ન પડી. આખરે ત્યાંથી ઊઠી હરકત ન થાય તેવી જગાએ જઈ મસ માછલાં પકડ્યાં. થોડીવારે કેડે હથીઆર સજવાની પડગમ વાગી એટલે પોતાની હોડી કાંઠે હંકારીને કાંઠા ઉપર ચડાવીને મૂકી ગયા. પાછા આવ્યા ત્યારે જે જગાએ હોડી મૂકેલી હતી ત્યાંથી થોડેક છેટે પડેલી જોઈ અચંબો પામ્યા. દોરડાં તપાસવાથી જે આંકડા ખુલ્લા રાખ્યા હતા તેપર ગર મૂકેલો અને હલેસાંને પણ જુદી રીતે મૂકેલાં માલૂમ પડવાથી ઘણું આશ્ચર્ય

પામ્યા. આનું કારણ પાછળથી સમજાયું. એક અધિકારીએ નાનાં વાંદરાંને ખડકની પાછળથી માછલાં પકડનાર ટોળી ઉપર કાંકરા ફેંકતાં જોયાં હતાં. ત્યાર કેડે એ ત્રણ મોટાં વાંદરાંએ આવીને નાનાંને કાઢી મૂક્યાં; અને પેલા અમલદારો માછલી કેમ પકડેછે તે જોવા બેઠાં. અમલદારો હોડી મૂકીને ગયા એટલે પેલાં વાંદરાંએ આવી હોડીને પાણીમાં ધકેલી આંકડા ઉપર ગલ ચઢાવ્યો અને માછલાં પકડવા મંડ્યાં. તેઓ અધીરાં હોવાને લીધે તેમનાથી ઘણાં માછલાં પકડાયાં નહિ; પણ જ્યારે માછલાં પકડાતાં ત્યારે તેઓ અતિશય ખુશીથી ખેંચી લેતાં. થાકી ગયાં ત્યારે તેઓ કાંઠે આવ્યાં, અને અસલ જગાની જેમ અને તેમ પાસે હોડીને લાવી મૂકીને માછલાં પકડ્યાં હતાં તે લેઈ તેમના રેહેઠાણમાં ચાલતાં થયાં.

### ૪૧. આયર્લાંદના બે ખેડુત વચ્ચે ટંટો.

સોએક વરસપર આયર્લાંદના પશ્ચિમ કિનારાપર આવેલા એક નાના ટાપુમાં બે ખેડુત રેહેતા હતા. તેઓ સારી અવસ્થામાં હોવાથી તેમના ગરીબ પાડોશીઓ આશ્ચર્ય પામી તેમની અદેખાઈ કરતા. ઘેટાનું એક ટોળું એ તેમની દોલત હતી, અને તે તે બે વચ્ચે સહીઆરૂં હતું. દુર્ભાગ્યે નજીવી બાબતને માટે તકરાર થવાથી તેઓ જુદા પડી ગયા. તેઓની પાસે એકસો ને એક ઘેટાં હતાં. એક એક જણને પચાસ પચાસ આવ્યાં. હવે એક રહ્યું તેનું કેમ કરવું? બંને તે ઉપર દાવો કરવા લાગ્યા. બારે ભાંજઘડ થયા પછી બિચારા ઘેટાને સહિયારૂં રાખવું ઠર્યું, બીજો રસ્તો નહતો. થોડા વખત પછી તેમાંના એકને મોજાને વાસ્તે ઊન જોઇતું હતું તેથી તેણે તેનું ઊન કાતરવાને ઇચ્છયું. બીજાએ ના કહી ત્યારે, ઘેટાની

એક બાજૂનું ઊન ઉતારવાનું ઠરાવ્યું. આ પછી થોડેક દહાડે તે ઘેટું કોઈ ખાઇમાં પડી જવાથી મરી ગયું. એકે કહ્યું એની એક બાજૂએથી ઊન કાઢ્યું તેથી શરદી લાગીને મરી ગયું. બીજાએ કહ્યું કે બીજી બાજૂએ ઊન રહેવા દીધું તેથી સમતોલપણું જવાથી તે ખાડીમાં પડ્યું ને મરી ગયું. એ તકરારનો ફેસલો કરાવવાને તેઓ કોરટે ચઢ્યા, તેથી ખરચ એટલો થયો કે બધાં ઘેટાં વેચવાં પડ્યાં, અને બન્ને ભીખારી થઈ ગયા. આજે પણ તેમના વંશજ બધાથી નિર્ધન છે, અને કોરટમાં ફર્યાદી કરવા જવાની મરજી કરનારાને એ એનું દૃષ્ટાંત આપી લોક વારેછે.

### ૪૨. મુએલું માણસ જમેછે.

વિલાયતમાં ગાડાં માણસને રાખવાની એક ઇસ્પીતાલમાં એક જણને નવાઇની ગાંડાઈ હતી. તે એમ માનતો કે હું મરી ગયેલોછું, ને મરી ગયલા માણસ જમે નહિ એમ કહી તે જમવાની ના કહેતો. એથી તેનો પ્રાણ બચાવવાનું કામ કઠણ થઈ પડ્યું. તે જીવતો છે એ વાત તે કદી માને નહિ ને ખાય પણ નહિ. તેથી મુએલાં આદમી જમેછે એવું તેના મગજમાં ઉતરે તો તે જમે ને જીવે. બીજો ઉપાય નહતો. તે ઇસ્પીતાલના દયાળુ દાકતરે તે બિચારાનો જીવ ઉગારવાને એક યુક્તિ કરી. તે દેશમાં મુડદાંને જેવાં લૂગડાં પહેરાવેછે તેવાં છ આદમીને પહેરાવી તેમને પેલા ઘેલાની ઓરડીને સામે તેનાથી દેખાય એમ બેસાડ્યા. મુએલા માણસની પેઠે તેઓ સ્થિર અને ચૂપાચૂપ બેઠા પછી તેમને માટે ભાણાં આવ્યાં તેમાંથી તેઓ જમવા લાગ્યા. એ જોઈ તે ગાંડાએ તેની પાસે રહેલા ચાકરને પૂછ્યું કે આ કોણ છે?

ચાકર કહે એ મરી ગયલા માણસ છે. ગાંડો કહે તો શું મુએલાં માણસ જમેછે ? ચાકરે જવાબ દીધો કે અલબત જમેછે. ઘેલો માણસ કહે "એમ છે તો હું પણ જમીશ, મને ભૂખ લાગીછે." આ જુક્તિથી તે ત્યારથી જમવા લાગ્યો ને ભૂખે મરતો બચ્યો.

## ૪૩. માછલીએ ઉગાર્યો.

પશ્ચિમ ઇન્દીસથી (વેસ્તઇન્દીસથી) એક તવંગર વેપારી પોતાની બધી દોલત વહાણમાં ભરી પોતાને ઘેર આવતો હતો. જમીનથી આઘે ગયા કે વહાણને ગાબડું પડયું. વહાણમાંથી પાણી કાઢવાનો પ્રયત્ન ખારવા લોકે ઘણા વખત સૂધી કર્યા. દહાડો અને રાત તેઓ કાઢી નાખતા હતા તોપણ તેઓ કાઢી શકતા તેથી વધારે પાણી આવતું માટે વહાણ તળીએ બેસશે એવું સઉને લાગ્યું. એટલામાં એકાએક પાણી આવવું બંધ પડયું અને વહાણ સૂકાઈ ગયું તેથી બધાને આશ્ચર્ય લાગ્યું. વહાણનું તળીયું જોયું તો બાકામાં ડોલ્ફિન જાતની માછલી ભરાયલી હતી તેથી તેઓ આ પ્રમાણે બચ્યા. આ ઉપકારને માટે તે વેપારીએ બ્રિસ્તલ નગરમાં એક ધર્માદા નિશાળ સ્થાપી અને ત્યાંના બધા નિશાળીઆ માછલીનું ચિત્ર પીતળના પત્રામાં કોતરાવી છાતીએ ડગલાપર આ છૂટકારાની યાદગીરી વાસ્તે ખોશી રાખે એવો નિયમ ઠરાવ્યો.

## ૪૪. ૧૪ મો લુઈ અને તેનો સ્વાર.

ફ્રાંસનો ૧૪ મો લુઈ રાજા એક વેળા યુદ્ધે ચડ્યો હતો તેવારે તેની ફોજના એક સ્વારનો ઘોડો ભડક્યો. લગામ ખેંચીને તથા થાબડીને તેને અટકાવવાની કોશિશ સ્વારે કરી, પણ તે બધી વ્યર્થ ગઈ. દોડતો દોડતો રાજાની થડમાં આવી તેને અથડાયો. રાજા ગુસ્સે થઈ સ્વારને

ગાળો ભાંડવા અને લાકડીથી મારવા લાગ્યો. સ્વારને માઠું લાગવાથી તેણે પોતાની પિસ્તોલ ધરી રાજાને કહ્યું, આપે મારી ઇજ્જત લીધી તો આ વડે મારો પ્રાણ પણ લો. આ બોલથી રાજાને ભાન આવ્યાથી તે બોલ્યો 'સિપાઈ બહાદુર, આ વાત તું ભૂલી જા. આ નુકસાનનો બદલો હું તને આપીશ.' રાજાએ પોતાનું વચન પાળી તેને ઊંચી પદવીએ ચડાવ્યો.

### ૪૫. કરડકણા કૂતરાને હળાવવો.

એક ગૃહસ્થે મિત્રમંડળીમાં એક વેળા કહ્યું કે હું ઘણાજ હારન પ્રાણીને તેની સામું એકી નજરે જોઈ હળાવી શકું. તેવારે એક શખ્સે કહ્યું ઠીક અહિંયાં વંડામાં માસ્ટિફ જાતનો કૂતરો છે તેનાથી પાડોશીઓ બહુ રડે છે. તમારી શક્તિ એનાપર અજમાવશો ? પેલાએ હા કહી, અને મંડળી ઉઠી વાડામાં ગઈ. ચાકરે કૂતરાને સાંકળ વતી પકડ્યો. ગૃહસ્થે બીઆમણા કૂતરાની સામું થોડેક છેટે ઘુંટણીએ બેશી વિકરાળ ચહેરે એકી નજરે જોયું. જોનારા તેનું આવી બન્યું જોઇને કાંપવા લાગ્યા. ઇશારત કરી એટલે કૂતરાને છોડી મૂક્યો. તે જુસ્સાબંધ પેલા માણસની સામું ધશ્યો, પણ એકદમ અટકી ગયો. આ માણસ તેની સામું તાકીને જોતો હતો તેથી તે ગભરાઈ ગયો, અને તેના માથા ઉપરથી કૂદીને નાશી ગયો, ત્યાર પછી ઘણા કલાક સૂધી પાછો આવ્યોજ નહિ.

### ૪૬. ચોર પકડનાર કૂતરો.

પારિસમાં એક અંગ્રેજ ગૃહસ્થ મોટા માસ્ટિફ કૂતરાને લઈ સાર્વજનિક બાગમાં ફરવા ગયો. દરવાને કૂતરાને જોડે અંદર લઈ જવા દીધો નહિ તેથી તેનો ધણી પાછો આવ્યો ત્યાં લગી તે દરવાનની પાસે રહ્યો. તે ગૃહસ્થે થોડી વારે અંદરથી પાછા આવી દરવાનને કહ્યું કે મારૂં

ઘડીઆળ ખોવાયુંછે, માટે મારા કૂતરાને લાવવા દોતો એ ચોરને પકડશે. દરવાને કૂતરાને બાગમાં તેના ધણીની સાથે જવા દીધો. ધણીએ પોતાનું જે ખોવાયું હતું તે ઇશારતથી કૂતરાને જણાવ્યું. કૂતરો તરત તે સમજી ગયો. કેટલીકવાર સૂધી બાગમાં આવેલા લોકમાં ફરી તેણે એક આદમીનો પલ્લો પકડ્યો. એ જોઈ તે કૂતરાના ધણીએ ત્યાં આવી કહ્યું કે એ માણસ પાસે મારૂં ઘડીઆળ છે. તે પરથી તેનો ઝાડો લેતાં, એ ગૃહસ્થનું ઘડીઆળ તેની કનેથી જડ્યું એટલુંજ નહિ પણ છ ચોરેલાં ઘડીઆળ તેની પાસેથી પકડાયાં. એથીએ વધારે આશ્ચર્યકારક ચતુરાઈ તે કૂતરાએ દેખાડી. ચોરના ગજવામાંથી જેટલાં ઘડીઆળ નીકળ્યાં તે બધાંને ભોંયે મૂક્યાં તેમાંથી તેણે પોતાના ધણીનું ઓળખી કાઢી ઉપાડી લઈ તેને આપ્યું.

## ૪૭. ડેન્ડી અને પૈસો.

એડિન્બરોના એક ગૃહસ્થ પાસે ન્યુફાઉન્ડલાન્ડ નામે જાતનો કૂતરો હતો તેને જે શબ્દ કહેતા તે તે સમજતો હતો. તેના ધણીના કોઈ કોઈ મિત્રો તેને મળતા ત્યારે પૈસો આપતા તે લઈ ભઠીઆરાની દુકાને જઈ રોટલી વેચાતી લાવીને તે ખાતો. એમાંના એકને એક વેળા તે માર્ગમાં મળ્યો ત્યારે હમેશની માફક બક્ષીસ લેવાને ઘણી આતુરતાથી ઊંચું જોતો તેની આસપાસ દોડવા લાગ્યો. તે ગૃહસ્થે કૂતરાને કહ્યું હાલ મારી કને પૈસો નથી, ઘેર આવજે. ઘેર ગયા પછી થોડીક વારે તેણે બારણા બંહાર કૂતરાનો સાદ સાંભળ્યો. ચાકરે બારણું ઉઘાડ્યું. એટલે ડેન્ડી કૂદીને પૈસો લેવા અંદર આવ્યો. તે ગૃહસ્થે મશ્કરીમાં ખોટો પૈસો આપ્યો તે લઈ હમેશની પેઠે ભ-

ડીઆરાની દુકાને ડેન્ડી ગયો, પણ પૈસો ખોટો હતો તેથી રોટલો મળ્યો નહિ. ડેન્ડી પૈસો પાછો લઈ પેલા ગૃહસ્થને ઘેર આવી દરવાજો ખોતરવા લાગ્યો. ચાકરે બારણું ઉઘાડ્યું કે તેના પગ આગળ તે પૈસો મૂકી, આવી મશ્કરીથી માઠું લાગ્યું હોય તેવું મોં કરી ચાલતો થયો.

૪૮. ડેન્ડી અને બુટ[1]જેક.

એક દિવસ ડેન્ડીનો ધણી મોડી રાત્રે ઘેર આવ્યો તે વખતે બધું કુટુંબ ઊંઘતું હતું. તેને બુટ કહાડવાં હતાં પણ હમેશને ઠેકાણેથી બુટ જેક જડ્યો નહિ. ઓરડામાં થોડી વાર શોધ્યો પણ જડ્યો નહિ, ત્યારે તેણે કૂતરાને કહ્યું કે ડેન્ડી, મારો બુટજેક જડતો નથી, તું શોધી લાવની. નિમકહલાલ કૂતરો, તેના ધણીએ જે કહ્યું તે બરાબર સમજી બારણા ભણી જઈ તે ખોતરવા લાગ્યો એટલે શેઠે બારણું ઉઘાડ્યું. ડેન્ડી ઘરના દૂરના ભાગમાં દોડ્યો અને ઝટ મોંમાં બુટ જેક લઈ પાછો આવ્યો. બીજા ઓરડામાં કોચ નીચેથી તેને તે જડ્યો. ત્યાં સવારે તેના ધણીએ મૂક્યો હતો તેની તેને સરત નહોતી, પણ કૂતરાને તે યાદ હતું.

૪૯. ડેન્ડી અને પૈસો.

એક સાંજરે ડેન્ડીના ધણીને મળવાને કેટલાક મિત્ર આવ્યા. તેમાંના એકનો અર્ધો રુપિઓ ગજવામાંથી નીકળી પડ્યો ને લોપ થઈ ગયો. બહુએ શોધ્યો પણ કેમ કર્યા જડ્યો નહિ. કૂતરો ઓરડાના એક ખૂણામાં, એમાંનું કાંઈ જાણતો ન હોય એમ, બેઠો હતો. તેના ધણીએ તેની ભણી જોઈને કહ્યું ડેન્ડી, અર્ધો રુપિઓ શોધી આપ, તને બિસ્કિટ આપીશ. એમ કહ્યું એટલે કૂતરાએ મેજ

---

[1] બુટ ઉતારવાનું ઓજાર.

ઉપર કૂદી જઈ તે પર અર્ધો નાખ્યો. ગજવામાંથી પ-
ડ્યો તેવારે ઉન્ડીએ તે મ્હોડામાં લીધો, પણ તે કોઇના
જોવામાં આવ્યું નહતું; ને સર્વે તેને ખોળતા હતા તે વારે
તેણે મ્હોમાં રાખ્યો હતો.

## ૫૦. હૂકમ તોડવો.

એક વેળા પ્રુશિયાના મહાન ફ્રેડરિક રાજાએ હૂકમ
કર્યો હતો કે અમુક કલાક પછી કોઇએ છાવણીમાં દીવો
રાખવો નહિ. તેને એવી બીક હતી કે દીવાથી તેની
છાવણીનું ઠેકાણું શત્રુના જાણવામાં આવશે, માટે તેણે
સર્વેને સૂચના કરી હતી કે તે હૂકમ તોડશે તો તેને મોતની
શિક્ષા થશે. એ આજ્ઞા સઘળા માનેછે કે નહિ તે જોવાને
રાજા એક રાત્રિ ગૂપચૂપ છાવણીમાં ફરવા નીકળ્યો.
ફરતાં ફરતાં એક તંબુમાં દીવો બળતો જોઇને અંદર
ગયો તો એક અમલદારને ટેબલે બેસી કાગળ બીડતો
તેણે દીઠો. રાજાએ ડોળા કાઢીને પૂછ્યું કે ત હૂકમ તોડ-
વાની કેમ હિમ્મત ધરી? અમલદારે કહ્યું કે હું મારી
વહુને પત્ર લખુંછું. રાજાએ કહ્યું રેહો, કાગળ બીડ્યા
પહેલાં તમારી કલમ લઈ એમાં આ શબ્દો ઉમેરો,
"આ કાગળ તમને પહોંચશે તે વખતે મને રાજાનો
હૂકમ તોડવા માટે ગોળીથી મારશે." રાજાનું આ કામ
ઘાતકી દેખાયછે, તોપણ અમલદારે હૂકમ તોડ્યો એ
મોટો ગુન્હો હતો; તેના તંબુમાં દીવો હતો તેણે કરીને દુ-
શ્મનને છાવણીમાં આવવાનું બની શકે અને તેથી ઘણા
માણસોનો જીવ જાત. આવી કઠણ સજાની અસર આખા
લશ્કરમાં એવી થાયછે કે બીજો કોઈ સેનાપતિની આજ્ઞા
ભંગ કરે નહિ.

## ૫૧. માછી અને નાની માછલી.

એક માછીએ બહુ નાની માછલી પકડી. બિચારી માછલીએ અરજ કરી કે મને પાછી પાણીમાં નાંખ; મને પકડવામાં શો માલ છે? હજી હું જોઇએ એટલી મોટી નથી. મને મોટી થવા દે. મને પાછી નદીમાં મૂકીદે અને જ્યારે મોટી થાઉં ત્યારે પકડજે. મોટી થઇશ ત્યારે મને ખાધાથી તારૂં પેટ ભરાશે; હમણા તો તારા એક કોળીઆ જેટલીએ નથી. માછીએ જવાબ દીધો કે બોલવામાં કાંઈ ફાયદો નથી, હવણાતો તું મારા કબજામાં છેજ, પણ તને હું પાછી પાણીમાં મૂકી દઉં તો ફરીથી મારે હાથ તું આવે કે નાએ આવે. હું મારી ટોપલીમાં તને રાખીશ અને સાંજરે કડાઈમાં તળીશ. 'હાથમાં ઝાલેલું એક પક્ષી ઝાડપર બેઠેલાં બે પક્ષીના બરોબર છે' એવી ઇંગ્રેજીમાં કહેવત છે તે આ ઉદાહરણથી સમજાયછે.

## ૫૨. આગેવાન કરે તેમ કરવું.

કોઈ ભરવાડ ઘેટાંના ટોળાને લોકની ભીડવાળા રસ્તામાં થઈ હાંકી જતો હતો ત્યાં તેઓને હાથમાં રાખવાં કઠણ પડ્યાં. જેણીગમ જવું હતું તેણીગમ ન જતાં તેઓ બીજે માર્ગે જવા લાગ્યાં. ત્યાં ઘરડો ભંગીઓ ઝાડુ વાળતો હતો તેને તેણે કહ્યું કે ઘેટાંને અટકાવો. ભંગીઆએ તેમ કરવા માંડ્યું. એક હઠીલું ઘેટું માને નહિ. તેની સામા જોતાં એમ લાગ્યું કે હમણા તેના માથાપરથી કૂદી જશે. તેને કૂદતું અટકાવવાને તેણે સાવરણી હાથમાં લઈ પોતાના માથા ઉપર ઊભી ધરી. ઘેટું આ જોઇને મમતેં ચડી તરત સાવરણી ઉપરથી કૂદી ગયું. બધું ટોળું એકે પછી એક તેજ પ્રમાણે તેનું દેખાદેખી કૂદી ગયું. ભંગીઓ બાપડો આશ્ચર્ય પામી સ્તબ્ધ થઈ ગયો. બધાં ઘેટાં કૂદી

રહ્યાં તેવારે તેનું રૂપ નવાઈ જેવું બની રહ્યું; પગથી માથાસૂધી બધું અંગ કાદવે છંટાઈ ગયું. આગેવાન કરે તેમ કરવાને ઘેટાંનો સ્વભાવ છે તેનું આ દૃષ્ટાંત છે.

### ૫૩. બદલો વાળવો.

એક તરશી મધમાખી વહેળામાં પાણી પીવા ગઈ અને પાણીમાં તણાઈ એટલે લગી કે લગભગ ડૂબી ગઇ હતી. એક કબૂતરે તેને તરફડીઆં મારતાં જોઇને ઝાડનું પાંદડું તોડી પાણીમાં તેની પાસે નાખ્યું. માખી તે ઉપર ચડી બેઠી અને જ્યારે તેની પાંખ સૂકાઈ ત્યારે ઊડી ગઈ. પાણીમાં ડબકાં ખાધાથી તેને થોડીજ હાનિ થઈ. થોડા વખત પછી કબૂતર એક ઝાડપર બેઠું હતું, એ- વામાં પારધીએ તેને મારવાને બંદૂક તાકી તે તેના જા- ણવામાં ન આવ્યું. ઓશીંગણ મધમાખે પોતાનો પ્રાણ બચાવનારનું આ ભય જોઈ પારધીને હાથે ચટકો ભર્યો. ચટકાની વેદનાએ કરીને પારધી નિશાન ચૂક્યો ને ભડાકો સાંભળી કબૂતર સહીસલામત ઊડી ગયું. એમ કબૂતરે મધમાખીને ઉગારી તેનો બદલો મધમાખીએ વાળ્યો.

### ૫૪. બળી મરતો બચ્યો.

કોઈ તરૂણ માણસ ત્રીજે માળે ઊંઘતો હતો તેવામાં તે ઘરમાં નીચે આગ લાગી. તે આદમીની પાસે તેનો કૂતરો સૂતો હતો તેને આગની ગંધ આવી. તત્કાળ તેના ધણીને જગાડવાને તેની છાતી ઉપર આગલા પગ મૂકી જોરથી તે ધવડવા લાગ્યો. જુવાન માણસ જાગ્યો તો ખરો, પણ કૂતરાનો હેતુ ન સમજતાં ઝટ પાછો ઊંઘી ગયો. એ જોઇ તેણે ઓઢેલી ધાબળીને કૂતરાએ ખેંચી લીધી. પેલા આદમીએ તે તાણી લઈ ફરીને ઓઢીને ઊંઘી ગયો. હવે વાર લગાડાય નહિ તેવું જણાયાથી કૂતરાએ તેનું પહેરણ

દાંતમાં લઈ ફાડી નાખ્યું એટલે તે જાગ્યો. એજ વખતે આગના ભડકા તે ઓરડામાં આવ્યા. તે ઊઠીને બારીએ ધાયો. સુભાગ્યે એક દોરડું ત્યાં હતું તે હાથ આવ્યું. એ દોરડા વડે તે હેઠે ઊતર્યો. એમ તેનો પ્રાણ ઊગર્યો. પણ જે કૂતરાએ એને બચાવ્યો તેને ઉગારવાનો રસ્તો નથી એ વાત ગભરાટમાં તેને સાંભરી નહિ. જેણે એનો જીવ બચાવ્યો તે પ્રાણીને બચાવવા જવાનો લાગ મળ્યો નહિ માટે તે રડી પડ્યો. નિમકહલાલ કૂતરો આગમાં બળી મૂઓ.

## ૫૫. વિદ્યાશોધક છોકરો.

સને ૧૬૫૮ માં ઓલિવર ક્રોમ્વેલના મૃત્યુની થોડી વખત પહેલાં ઈંગ્લાંડમાં ભારે વાવાઝોડું થયું. લિંકન્શાયરનો એક છોકરો આ ઘોંઘાટમાં ખુલ્લી હવામાં ગયો, અને એક વખત પવનનો ઝપાટો પીઠ ઉપર લેતો ને બીજી વખત મોં ઉપર લેતો કૂદવા લાગ્યો. પીઠના પવનથી જેટલે દૂર કૂદકો મરાય તેટલે દૂર મોંપરના સામા પવનથી નહિ મરાય એવું તેને લાગ્યું. એપરથી વાવાઝોડાનું બળ કેટલું છે તે જાણવાને તેણે ખીલીઓ દાટી છલંગની લંબાઈ માપવા માંડી. જ્યાં ઊભો રહ્યો ત્યાં ખીલી ખોશીને સામે પવને કૂદ્યો, ને પડ્યો ત્યાં ખીલી ખોશી; પછી પવનને પીઠે રાખીને છલંગ ભરી તેવારે પણ જ્યાં પડ્યો ત્યાં ખીલી ખોશી. પવનનું જોર માપવાની આ રીત અજબ તરેહની હતી, પણ એ ઉપરથી જણાયછે કે એ છોકરાને તજવીજ કરવાનો અને વિદ્યાના પ્રયોગ કરવાનો શોક હતો. ગ્રેટબ્રિટનમાં અને આખી દુનિયામાં સર્વથી શ્રેષ્ઠ અને અમર કીર્તિ પામનાર સર ઐસાક ન્યૂટન એ છોકરો હતો.

### ૫૬. માઠી ટેવ ધીમે ધીમે વધી સજડ થાયછે.

એક આદમી પોતાના ઓરડામાં ઉંઘતો હતો તેવામાં એક ઉંટે ઓરડાની બારીમાં નાક ઘાલ્યું. ઉંટે કહ્યું બહાર બહુ ટાઢ છે, ફક્ત મારૂં નાક અંદર લાવવાદો. આદમીએ કબુલ કર્યું; થોડી વારે ઉંટે પોતાની ડોક અંદર ઘાલવાની રજા લીધી. ત્યાર પછી આગલા પગ અંદર લાવ્યું અને ધીમે ધીમે આખું શરીર લાવ્યું. ઓરડો બેને જોઇએ તેટલો મોટો નહોતો તેથી પેલા આદમીને અડચણ પડી. તેણે ઉંટને કહ્યું તું બહાર જા. ઉંટે જવાબ આપ્યો કે ન ગમતું હોય તો તમે જાઓ; હુંતો અહિંયાંજ રહીશ. માઠી ટેવ આ પ્રમાણે પડેછે. તેઓ થોડેથી શરૂ કરેછે અને જેમ જેમ વખત જાયછે તેમ આપણા ઉપર ચડી બેસેછે. પછી આપણાથી તેને દૂર કરી શકાતી નથી. માટે પ્રથમથી તેનાથી વેગળા રહેવું. તેને જરા વળગવા દઇશું તો હળવે હળવે તે એટલી બધી વળગશે કે છુટી પાડી શકાશે નહિ.

### ૫૭. દ્વંદ્વ યુદ્ધ કરવાની અજબ તરેહ.

એક વૈદે કોઈ લશ્કરી અમલદારની સ્ત્રીને નાટકશાળામાં બેસવાની જગા આપવાની ના કહ્યાથી પોતાનું અપમાન કર્યું એવું માની અમલદારે વૈદને દ્વંદ્વયુદ્ધ* કરવાનું કહ્યું. ઠેરવેલે વખતે વૈદ વઢવાને સ્થળે આવ્યો, પણ ગોળી મારવાને તૈયાર ન થતાં તેણે કહ્યું કે મને બંદૂક વાપરવાની ટેવ નથી તેથી બીજી રીતે નિકાલ કરીએ. એમ બોલી તેણે ગજવામાંથી ગોળીની દાબડી કાઢી તેમાંની બે ગોળી હથેળીમાં લઈ સામાવાળીઆને આ પ્રમા-

* આ વાત યુરોપની છે. જે અપમાન કરે તેની પાસે દ્વંદ્વયુદ્ધ માગવું એવો ત્યાં ચાલ હતો ને હજી પણ કેટલેક ઠેકાણે છે.

ણે કહ્યું,– તમે સારા માણસ છો તેથી બેશક વાજબી રીતે લડશો. આ બે ગોળી છે, તેમાંની એક હળાહળ ઝેર વાળી છે, અને બીજી જરાએ ઈજા ન કરે તેવી છે. એમાંની એક તમે ગળો અને એક હું ગળું તો ખરો ન્યાય થાય કેમકે આપણે બે એમ કરવામાં સરખા છીએ. એ બેમાંની ગમેતે એક ઊઠાવી લઈ તમે ગળો,ને ત્યાર પછી જે બીજી રહેશે તે ગળવાની હું પ્રતિજ્ઞા કરૂંછું. યુદ્ધકરવાની આ અજબરીતથી અમલદારને ઘણું હસવું આવ્યું; વૈદ જોડે તેણે શેકહેન્ડ[1] કરી, અને બેઉ મિત્ર થઈ ચાલતા થયા.

### ૫૮. એક ગધેડાએ નિર્દય છોકરાને ઠપકો આપ્યો.

કેટલાક છોકરા રસ્તા ઉપર રમતા હતા, ત્યાં ગાડાંનાં પૈડાંથી ચીલો પડેલો તેમાં દેડકું દીઠું. તેઓ દેડકાને પીડા કરવા લાગ્યા. લાકડીવતી ઊથલાવી ચતું કરી નાખ્યું. તે પાછું પગ માંડવાને તરફડીઆં મારતું હતું તે જોઈ તેઓ હસવા લાગ્યા. એવામાં તે રસ્તે ગધેડું જોડેલો ને ભાર ભરેલો એકો આવ્યો. એક છોકરે કહ્યું આ એકાના પૈડાતળે કચરાઈ મરે તેમ દેડકાને ચીલામાં ઊંધું નાખીએ. બીજા બધાને આ નિર્દય કામ ગમ્યું, અને તેમણે તેમ કર્યું. ગધેડું ધીમે ધીમે એકો તાણતું દેડકું બાપડું પડ્યું હતું ત્યાં આવી એકાએક અટક્યું. હાંકનારે એક ડીઢું માર્યું પણ તે ચાલ્યું નહિ ત્યારે તેણે બીજું ડીઢું માર્યું. આ વખત ગધેડાએ બધું જોર અજમાવી ચીલામાંથી ગાડીનાં પૈડાં કાઢ્યાં ને દેડકાને ઈજા ન થાય એમ બાજૂએ ચાલ્યું. એથી દેડકું બચ્યું. ગધેડાએ જોયું કે ચીલો ચીરીને જાઉં તોજ દેડકું ઊગરે. તેથી તેણે તેમ કર્યું. પેલા સર્વ નિર્દય છોકરાને લાગ્યું કે મૂગા ગધેડાએ અમને

---

[1] શેકહેંડ એટલે એક એકનો હાથ ઝાલીને હલાવવો. એ મિત્રાચારીની નિશાની છે.

ડપકો દીધો. આપણી મશ્કરીથી કોઇને હાનિ ન થાય એવી હમેશાં આપણે સંભાળ રાખવી જોઇએ.

### ૫૯. બુદ્ધિવાન કૂતરો.

એક ગૃહસ્થ ડી નદી ઉપર બરેફનું પડ બંધાયું હતું તે ઉપર થઈ સામે પાર જતો હતો. નદીપર અર્દ્ધ ભાગે ગયો એટલે તેના પગ નીચેના બરફમાં ગાબડું પડ્યું ને તે અંદર પાણીમાં પડ્યો, ને તેના હાથમાં બંદૂક હતી તે બાકા ઉપર આડી આવી ગઈ. નીચે પાણીના વહે-ણમાં તણાઈ ન જાય માટે તેણે બંદૂક પકડી લીધી. આ વખતે એની પાસે કૂતરો હતો તેણે પોતાના ધણીને ઉગારવાને ઘણાં ફાંફાં માર્યાં પણ કાંઈ ફાવ્યો નહિ. આખરે પાસેના ગામમાં જઈ જે માણસ પહેલો મળ્યો તેનો ડગલો મ્હોડામાં ઝાલ્યો. તે માણસે પહેલાં જાણ્યું કે કૂતરો કરડવાને સારૂ ડગલો ઝાલેછે, પણ તે એટલો દયામણો અને કંઈ કહેતો હોય એવી રીતે દેખાયો કે તેણે ધાર્યું કે આમાં કંઈ મતલબ છે ખરી. તેપરથી તે તેની જોડે નદી-પર ગયો. ત્યાં પેલા ગૃહસ્થનું માથું બરફ ઉપર જોઈ ત્યાં દોડી જઇને તેને પાણીમાંથી કાઢી તેનો પ્રાણ બચાવ્યો.

### ૬૦. વિચારમાં ગુમ થઈ જવું.

પ્રખ્યાત વિદ્વાન ન્યૂટન કેટલીક વખતે અઘરાં કૃત્ય કરવા બેસતો તે વખતે તેનું મન તેમાં એટલું રોકાતું કે પાસે શું થાયછે તેનું ભાન તેને રહેતુ નહિ. આવી વ-ખતે તે પોતાના ઓરડામાં રહી તેમાં કોઇને આવવા દેતો નહિ. એક સવારે તેણે કોઈ અઘરી બાબત વિચારમાં લીધી હતી તે મૂકી તેના કુટુંબ જોડે નાસ્તો કરવા જવાને ના કહી. ઘણી વારસૂધી ભૂખ્યો રહેશે તો માંદો થશે એ-વું વિચારી ઘર ચલાવનારી બાયડીએ ચાકરડી જોડે એક

પ્યાલામાં પાણી અને ઈંડું તેના અભ્યાસ કરવાના ઓ-
રડામાં મોકલી કહ્યું કે ઈંડાને બાફી તેને ખવાડજે અ-
ને ખાઈ રહે ત્યાંસૂધી ત્યાં રહેજે. ન્યૂટનને એકલાં રહેવું
ગમતું હતું તેથી ચાકરડીને કહ્યું, તું જા, હું મારી મેળે
બાફી લઈશ. ચાકરડીએ ટેબલ ઉપર ઘડીઆળની પાસે
મૂકી કહ્યું ત્રણ મિનિટ ઉકાળવા દેઈ ખાજો. આ બધું
તે ભૂલી જશે એમ ધારી થોડીવારે પાછી આવી જોયછે
તો ઘડીઆળ પાણીમાં ઊકળતું હતું અને ન્યૂટન હાથમાં ઈંડું
લેઈ ઊંડા વિચારમાં ઊભા હતો.

## ૬૧. ભાન ભૂલવું.

એક માણસને નવા જોડા લેવાના હતા તેથી પગનું
બરાબર પરમાણું ભરી ત્રણ મૈલને છેટે મોચીની દુ-
કાન હતી ત્યાં તે પરમાણું આપી એક છોકરાને મોકલવા-
નો તેનો વિચાર હતો. કાંઈ કારણને લીધે છોકરાથી ન
જવાયું ત્યારે તે પંડે જવા નીકળ્યો. અડધે રસ્તે જઈ
એકદમ ઊભો રહ્યો અને માથું ખંજવાળી બોલ્યો કે 'હું
પરમાણું ઘેર ભૂલી ગયો.' ત્યાંથી પાછો જઈને લાવ્યો
અને મોચીની દુકાને ગયો. મોચીએ તેને કહ્યું કે પરમાણું
લેવાને પાછા જવાની કશી જરૂર નહતી, કેમકે પરમાણું
કરતાં પગથી ભરવું વધારે ઠીક પડેછે. એ સાંભળી તે
અચરજ પામ્યો.

## ૬૨. ન્યૂટન અને તેનો કૂતરો.

મહા વિદ્વાન સર ઐસાક ન્યૂટન તેના શાંત અને સદા
એક સરખા સ્વભાવને માટે પ્રખ્યાત છે. બહુ ખીજ-
વા જેવું બને ત્યારે પણ તપી જતો નહિ. એનો એક
પ્રખ્યાત દાખલો નીચે પ્રમાણે કહ્યોછે — સર ઐસાકને એક
વહાલો કૂતરો હતો તેનું નામ ડાયામન્ડ પાડ્યું હતું. એક

સાંજરે અભ્યાસના ઓરડામાંથી બીજા ઓરડામાં કૂતરાને ત્યાં મૂકીને તે ગયો. થોડી મિનિટે પાછો આવીને જોયછે તો ડાયામેન્ડે મેજપરનો દીવો પાડી તેપરના સઘળા કાગળ બાળી નાખ્યા હતા. ઘણાં વરસપરની મહેનતનું પૂરૂં થવા આવેલું પરિણામ એથી નાશ પામ્યું. ન્યૂટન ઘરડો થયો હતો એટલે પાછું લખાય એમ નહોતું, તેથી તે કૂતરા ઉપર ક્રોધ ચડે તેમાં નવાઈ નથી. ગુસ્સે થઈ કૂતરાને સજા ન કરતાં સ્વભાવ શાંત રાખી દિલગીરીવાળે ચહેરે ધીમે રહીને કહ્યું 'અરેરે ડાયામેન્ડ, ડાયામેન્ડ, તેં જે નુકસાન કર્યુંછે તેની તને કાંઈજ ખબર નથી!'

### ૬૩. અવસ્થા ભેદ.

એશિઆખંડના એક મહાવીરે ઘણી લડાઇઓમાં જય પામી ઘણા દેશો જીત્યા પછી શત્રુ સામે યુદ્ધ કરતાં અંતે હાર્યો અને કેદ પકડાયો. તેને ભોંય બેસવાની જરૂર પડી, અને તેને જમવાને ચોકી કરનાર સિપાઇએ કાંઈ હલકો ખોરાક ચૂલે બાફવા મૂક્યો. જે વાસણમાં ઘોડાનો ખોરાક બફાતો હતો તેમાં તેણે તેને બાફ્યો તેવામાં કૂતરાએ આવી તેમાં માથું ઘાલ્યું. વાસણનું મ્હોડું સાંકડું હોવાથી કૂતરાનું માથું ભરાઈ રહ્યું તેથી વાસણ લઈ દોડી ગયો. આ જોઈ કેદી રાજાને હસવું આવ્યું. આવી દુર્દશામાં હોવા છતાં હસવું આવેછે તેનું કારણ શું એવું પહેરેગીરે પૂછ્યું. પાદશાહે જવાબ આપ્યો કે આજ સવારે મારાં રાંધવાનાં વાસણ ત્રણસેં ઊંટપર માતાં નહતાં પણ હમણા એક કૂતરો મારૂં ભોજન અને વાસણ બેઉ લઈ ગયો.

### ૬૪. લપસણું તુતક.

કોઈ વલંદો કપૂતાન આયર્લાન્ડથી વહાણમાં માખણ

ભરી આવતો હતો તેણે વાઇટ નામે ટાપુ આગળ લંગર નાખ્યું. એ જગાએ બીજાં ઘણાં વહાણ લાંગર્યાં હતાં. આગળ ચાંચીઆનો ઘણો ભો હોવાથી દરિયામાં હંકારવાની કોઇની હિંમત ચાલતી નહોતી. ઝીલાન્ડમાં માખણની અછત હોવાથી નાખુદાની મરજી ઝટ ઊપડવાની હતી. તેનું વહાણ નાનું હતું અને તેમાં પૂરતાં હથીઆર પણ નહતાં તેમ છતાં તેણે લંગર ઉપાડી આગળ હંકારવાની છાતી કરી. થોડે ગયો એટલામાં ચાંચીઆએ તેને જોયો. ચોર લોકનું વહાણ દોડતું તેની નજીક આવવા લાગ્યું. માખણવાળા વહાણનાં માણસ ગભરાઈ ગયાં, પણ તેનો કપ્તાન તદબીર કરે તેવો ચતુર હતો. તેણે પોતાના માણસોને બુટ અને મોજાં કહાડવાનો હુકમ કર્યો, અને માખણ પોતાની સમીપ લાવવાને કહ્યું. પીપ તુતક ઉપર અણાવી તુરત ખુલ્લાં કરી તેમાંના બધા માખણનો તુતક ઉપર બાજૂએ જાડો લેપ કરાવ્યો. દરેક દોરડે અને હલેસે માખણ મસ ચોપડાવ્યું. ખારવા તે પર ઉઘાડે પગે પણ ભાગ્યે ઊભા રહી શક્યા. ચાંચીઆ આવ્યા એટલે કપ્તાને શરણે થવાનું કહ્યું. ચોર લોક એક હાથમાં તલવાર અને બીજામાં પિસ્તોલ લઈ તુતકપર કૂદી પડ્યા પણ તે માખણથી એટલું લપસાણું થયું હતું કે તેઓ લપથી પડ્યા, અને ઊઠવા જાય કે ઉંદરડાની પેઠે એક એકપર પડે. કોઈથી ઊભા રહેવાતું નહતું, અને તેઓ વહેમી હતા તેથી વહાણમાં ભૂત છે એવું ધારી તેઓ પાછા ફરી ઉતાવળે પોતાના વહાણપર ગયા, અને આપણો ચતુર કપ્તાન થોડાક પાઉંડ માખણની કીમતે બાકીનો માલ બચાવી સહીસલામત ઝીલાંદ પુહોચ્યો.

### ૬૫. બહાદુરીથી બચાવ્યા.

ઘોડાને પાણીમાં પડવાનો શોખ હોતો નથી તોપણ જરૂર પડેછે ત્યારે બીજાં પાણીની પેઠે તરી શકેછે. કેટલાંક વરસ ઉપર કેપ ઓફ ગુડ હોપને કિનારે વહાણ ખડકે અથડાઈને ભાંગ્યું, અને ઘણાક ખારવા ડૂબી ગયા. કેટલાક ભાગેલા વહાણના કડકાને બાઝી રહ્યા. કાંઠે ઊભેલા માણસોએ તેમને એ હાલતમાં દીઠા, પણ દરિયો એટલો બધો ઊછળતો હતો કે તેમની મદદે જવાને હોડી મૂકવાની હિંમત કોઈની ચાલી નહિ. એવામાં એતરમાંથી કોઈ મોટો ખેડુત ભાંગેલું વહાણ જોવાને ઘોડે બેશીને આવ્યો. બિચારા ખારવાની અવસ્થા જોઈ તેના હૈયામાં દયા આવી. તેનો તેજી ઘોડો હિંમતવાન અને સરસ તરનાર હતો તેથી તેની મદદે ડૂબતા આદમીઓને ઉગારવાને સાહસ કરવાનું તેણે ઠરાવ્યું. ઘોડાનાં નસકોરાંમાં થોડી બ્રાન્ડી ફૂંકી તે પર ચડી તેણે ઊછળતાં મોજાંમાં જંપલાવ્યું. તત્કાળ સ્વાર અને ઘોડો બંને અદૃશ્ય થયા, પણ થોડીવારમાં તરીને પાણીપર આવ્યા અને ભાંગેલા વહાણ પાસે ગયા. તેમાંથી એક ખારવાને એક બુટે અને બીજાને બીજે પગને બુટે વળગાડી તેણે કાંઠે આણ્યા. સાત વખત આવજા કરી ચૌદ માણસનો જીવ બચાવ્યો. આઠમી વખત ગયો પણ ઘણો થાકી જવાથી બરાબર સમતોલ રહીશકાયું નહિ અને તેવામાં મોટું ભયંકર મોજું આવ્યું તેણે કરીને ક્ષણવારમાં તે બૂડી ગયો. ઘોડો સહીસલામત જમીનપર આવ્યો, પણ તેના બહાદુર સ્વારે ફરી દેખા દીધી નહિ.

### ૬૬. પરમેશ્વર કરે તે ઉત્તમ છે.

એક વેપારી નાણાંની મોટી કોથળી સહિત મેળામાંથી

ઘેર આવતો હતો, એવામાં વાદળ ચડી આવ્યું. વરસાદ એટલા જોરમાં આવ્યો કે તે પલળી ગયો. આથી તે ઘણો ચીડવાઈ ગયો અને બરબડવા લાગ્યો કે ઇશ્વરે મારી વાટમાં આવી હરકત ક્યાં કરી. માર્ગમાં ઘાડું જંગલ આવ્યું ત્યાં ઝાડીમાંથી ખૂની ચોરે એકાએક ધશી આવી તેને ભયભીત કર્યો. ચોરે બંદૂકનો ઘોડો ચડાવી તેના ઉપર તાકી, પણ વરસાદથી દારૂ ભીંજાઈ ગયો હતો, તેથી બંદૂક છૂટી નહિ. વેપારીએ તુરત ઘોડાને દોડાવી મૂક્યો, અને સુખેથી બચ્યો. જ્યારે તે સહીસલામત બચ્યો ત્યારે પોતાના મનમાં તેણે કહ્યું, જે વરસાદ વરસ્યો તે માટે બરબડ્યો એ મેં મોટી મૂર્ખાઈ કરી. જો વાદળ ચોખ્ખું હોત અને વરસાદ વરસ્યો ન હોત તો હું નક્કી મૂઓ હોત, અને મારાં છોકરાં તેમના બાપને પાછો આવવાની વાટ ફોગટ જોત. જે વરસાદને વાસ્તે હું બડબડતો હતો તેણે મારો પ્રાણ અને માલ બંને બચાવ્યાંછે. આ બોધથી મારે શીખામણ લઈ યાદ રાખવું જોઇએ કે ઇશ્વર કરેછે તેજ સર્વોત્તમ છે.

## ૬૭. ઈન્ડિયન અને સ્પાનિયર્ડ.

જંગલની મધ્યમાં કોઈ સ્પાનિયર્દ ઇન્ડિયનને મળ્યો. તેઓ બન્ને ઘોડાપર હતા, પણ સ્પાનિયર્દનો ઘોડો લંગડો હોવાથી દૂર જવાનું હતું ત્યાં લગી તે ચાલી શકશે નહિ એવું તેને લાગ્યું. ઇન્ડિયનનો ઘોડો જબરો ને જુવાન હોવાથી તેની બદલી કરવાનું સ્પાનિયર્દે કહ્યું. ઇન્ડિયને આ ગેરવાજબી માગણી કબૂલ કરી નહિ. સ્પાનિયર્દે ત્યારે લડવાનું બાનું શોધવા માંડ્યું તે તેને જડ્યું. તેઓ મારામારીપર આવી ગયા. સ્પાનિયર્દની કને સારાં હથીઆર હોવાથી, તે જીત્યો અને ઈંડિયનનો ઘોડો લઈ ચાલતો

થયો. ઇન્ડિયને તેની પાછળ જઈ પાસેના ગામમાં ફર્યાદ માંડી, એટલે જડજે સ્પાનિયર્દને ઘોડાને લઈ કોરટમાં આવવાનો સમન મોકલ્યો. સ્પાનિયર્દે કસમ ખાઇને કહ્યું કે આ ઘોડો મારો છે અને ઇન્ડિયન જૂઠું બોલેછે. ઇન્ડિયનની તરફનો પુરાવો ન મળવાથી જડજ તેની ફર્યાદ રદ કરતો હતો એટલામાં ઇન્ડિયન બોલ્યો કે એ ઘોડો મારો છે, અને એનો પુરાવો હું આપીશ. તેણે ઘોડાના માથાપર પોતાનો ઝભો નાખી ન્યાયાધીશને આ પ્રમાણે કહ્યું, આ માણસ પ્રતિજ્ઞાપૂર્વક કહેછે કે "આ ઘોડો મારો છે અને એને ઉછેરેલો પણ મેંજ છે?" એને પૂછો કે એ. કઈ આંખે કાણો છે? સ્પાનિયર્દ બરોબર જાણતો હોય તેમ ડોળ કરી એકદમ બોલ્યો કે "જમણી આંખે." ઇન્ડિયને ઘોડાના મોંપરથી લૂગડું કાઢી કહ્યું જમણી કે ડાબી એકે આંખે એ કાણો નથી. આ ચતુર અને જબરા પુરાવાથી જડજની ખાતરી થવાથી તે ઘોડાને તેના ખરા ધણીને હવાલે કર્યો.

### ૬૮. વાઘ પકડવાની એક યુક્તિ.

હિંદના કેટલાક ભાગમાં વાઘ હોયછે. એ વાઘને પકડવાને વનવાસીઓ એક અજબ યુક્તિ કરેછે. ચોંટી જાય એવી કોઈ ચીકણી ચીજ બનાવી પહોળાં પાંદડાંને તે ચોપડેછે. પછી વાઘને ફરવાની જગ્યામાં તે પાંદડાં પાથરેછે. એ જુક્તિ પાર પાડવા વિષે તેમને એટલું નક્કી છે કે તેઓ ધારેલા વાઘનું ચામડું પહોળું કરવાને મેખો ભોંયમાં ઠોકી રાખેછે. થાયછે પણ તેમજ. વાઘ ફરતો ફરતો ત્યાં આવેછે એટલે એકાદ પાંદડું તેના પગને તળીએ બાઝેછે. બિલાડીની જાતનાં બધાં જનાવરોને પગના પંજા સાફ રાખવાની ઘણી ચટ હોયછે. વાઘ

તે જાતનો હોવાથી તેને પણ તે ચટ હોયછે. પંજો હલાવી તે પાંદડું કાઢી નાખવાની ફોગટ મહેનત કર્યા પછી માથાની મદદ લેછે, અને તેમ કરતાં તેના મ્હોડાના વાળ અને આંખ ખરડાયછે. હવે તેનો મિજાસ જાયછે. ક્રોધાયમાન થઈ આળોટેછે એટલે આખે અગે પેલાં ચીકણાં પાંદડાં વળગેછે, એટલે બહુ કોપેછે. તે પાંદડાંને કરડેછે તેથી વધારે ખરાબી થાયછે. તેના ખરાડાથી પાંદડાં પાથરનારા સાવચેતીથી અંધ થયેલા પશુનીપાસે આવી તીરનો વરસાદ વરસાવી તેનો પ્રાણલેછે.

## ૬૯. લોંકડી અને દૂધ.

કોઈ ખેડુત પોતાના ખેતરમાં ઘર કરીને રહ્યો હતો તેણે ત્યાં પાળેલી લોંકડી રાખી હતી તેની જોડે ખેતરના કૂતરા હળી ગયા, પણ ત્યાંની બિલાડીઓ તેની પાસે આવે નહિ. બિલાડીને લોંકડીનો વાસ ગમતો નથી માટે હમેશાં તેનાથી દૂર રહેછે. આ અપમાનને માટે લુચ્ચી લોંકડીએ બિલાડીઓ ઉપર વેર વાળ્યું. તેણે એવું કર્યું કે તેઓ દૂધ પીવા પામે નહિ. તેમને માટે રીકાબીમાં દૂધ મૂકે એટલે તેની આસપાસ ફેરો ફરી જાય. તેના પગલાની ગંધને લીધે પછી ત્યાં બિલાડીઓ તે દૂધ પીવા આવે નહિ. કેટલાક વખતલગી તેની આ તદબીર ચાલ્યા પછી પકડાઈ ગઈ તેવારે તે જઈ શકે નહિ ત્યાં બિલાડીના દૂધની રકાબી મૂકવા માંડી. એ જોઈ લોંકડીએ બીજી જુક્તિ કરી. દૂધવાળી તેની કોહાડ આગળ થઈને જતી. તે જાય તેવારે તેના હાથમાંની તામડીને પોતાની પૂંછડી લગાડે તેથી એવી વાસ મારે કે તે તેનેજ આપવું પડે. આમ તેણે ઘણીવાર કર્યું, પણ જ્યારે તેણે જાણ્યું કે આ

દૂધ તેને ન આપતાં કુકરને આપેછે ત્યારથી તેણે એ ટેવ છોડી દીધી.

### ૭૦. લુચ્ચી બિલાડી અને સાવચેત ઉંદર.

એક ઘરમાં ઘણા વખતથી ઉંદર થયા હતા. છેલે એક બિલાડી રાખી તે રોજ કેટલાક ઉંદર મારી ખાતી. પોતાની સંખ્યા ઓછી થાયછે તે જાણી ઉંદરોએ એકઠા મળી બિલાડીથી બચવાનો ઉપાય કરવા વિષે વિચાર કર્યો. સભામાં તે સંબંધી વાદ ચાલ્યા પછી છેલે એવો ઠરાવ થયો કે કોઇએ બિલાડીનો લાગ ફાવે તેટલે નીચે જવું નહિ. ઉંદરો નીચે આવ્યા નહિ તેથી બિલાડીને શિકાર મળતો બંધ પડ્યો, ને તે ભૂખે મરવા લાગી ત-વારે ભીંતમાં જડેલી ખીંટીએ તે પાછલેપગે વળગી મુડદા જેવું ડોળ કરી ટંગાઈ. આ જોઈ ઉંદર નીચે ઉતરશે ને પકડાશે એવી તેને આશા હતી. થોડીવાર ન થઈ એટ-લામાં એક ખંદો ઘરડો ઉંદર ઉપર રહ્યો બાકામાંથી ડોકીયું કરી આ પ્રમાણે બોલ્યો—મારા ભલા મિત્ર, તમને ગમે એટલીવાર એમ લટકી રહેજો. હમે તમારી ઘણી યુક્તિયો જોઈ છેતરાયા છીએ. એ માટે હવે તમારૂં કાંઈ વળવાનું નથી. બિલાડીની ચામડીમાં પરાળ ઘાલી હોય તેવાં તમે હશો તોપણ ફસાવવાના નથી. કંઈ વળે તેવું દીઠું નહિ એટલે બિલાડી ખીંટીપરથી ઉતરી પડી અને જ્યાં આવા સાવચેત ઉંદર નહિ હોય ત્યાં ગઈ.

### ૭૧. ભૂંડે કરેલી યુક્તિ.

એક વહાણમાં ડુક્કર અને કૂતરો હતાં. તેઓ એવા હળી ગયેલા મિત્ર હતા કે એકજ થાળીમાંથી ખાતાં. ફક્ત સૂવાને માટે તકરાર પડતી. કૂતરાને સૂવાને સારી ઓરડી હતી, પણ ભૂંડને આખી રાત તુતક ઉપર ઉઘા-

ડામાં પડી રહેવું પડતું. દરેક રાતે સૂવાની જગામાં પહેલાં જવાની પ્રત્યેક જણ કોશિશ કરતું. જો કૂતરો પહેલો ભરાયો ને પછી ડુક્કર આવે તો તે તેને દાંતીઆં કરી ભસ્તો, અને ભૂંડને બીજે ઠામે જઈ સૂવું પડતું. જો ડુક્કર પહેલું જાય તો કૂતરો તેને કાઢી શકતો નહિ ને વેર વાળવાનું બીજે દિવસે રાખતો. એક દિવસે સાંજે વા અને વરસાદનું તોફાન થયું ને વહાણ ડોલાં ખાવા લાગ્યું; ભૂંડ તુતક ઉપર અથડાતું હતું. અંધારૂં થયા પહેલાં તેણે સૂવા જવાનો વિચાર કર્યો. પણ કૂતરાની ઓરડી પાસે ગયું તો તેમાં કૂતરાને ભરઊંઘમાં તેણે દીઠો. હવે કૂતરાને સુખદાયક સૂવાનો ઠામ છોડવવાનો વિચાર તેણે કર્યો. તેમની જમવાની થાળી મોંમાં લઈ સવાના ખાનાથી થોડેક છેટે આવ્યું ને કૂતરાની તરફ પૂંછડી ધરી અને થાળીમાંથી જમતું હોય તેવો સાદ કરવા લાગ્યું. કૂતરો ભૂખ્યો થયો હતો તેથી ડુક્કર બધું ખાઈ જશે એવું ધારી આવ્યો ને ડુક્કરને એક બાજૂ હડસેલી ખાવા ધશ્યો. તરતજ ડુક્કર સૂવાના ખાનામાં ભરાઈ ગયું.

### ૭૨. ભરવાડનો કૂતરો.

એકવાર કોઈ ભરવાડ પોતાના ઘરમાં તાપણા પાસે બેશીને એક ગહસ્થ સાથે વાત કરતો હતો. ભરવાડનો કૂતરો ઊંઘતો હોય એવી રીતે પાસે સુતો હતો. કોઈ વાતની વચમાં ભરવાડે ગૃહસ્થને કૂતરાની ચપળતા દેખાડવાને કહ્યું, 'સાહેબ, હું ધારૂંછું કે પટેટાના ખેતરમાં ગાયો છે.' તે આ શબ્દો ધીમેથી બોલ્યો, તોપણ કૂતરાએ એકદમ ઊઠી ઉઘાડી બારીમાંથી કૂદી છાપરે જઈ પટેટાનું ખેતર જોયું. ગાયોને ત્યાં ન જોઈ એટલે તેઓની કોહાડમાં જઈ જોયું તો ત્યાં દીઠી એટલે પાછો આવી તાપણા પાસે

સૂતો. થોડીવાર પછી ભરવાડ એનાએજ બોલ પાછો બોલ્યો એટલે કૂતરો ઉતાવળે જોવા ગયો. જ્યારે ત્રીજી વખતે તેજ શબ્દ બોલ્યો ત્યારે ધણીની સામું પૂંછડી હલાવતો, ને એમ કહેતો હોય એવું મ્હોડું કરી જોવા લાગ્યો—'તમે મારી મશ્કરી કરોછો'!

આ જોઇને પેલા બે માણસ હસ્યા તેથી કૂતરાને માઠું લાગ્યું હોય એમ જણાયું. ગુસ્સાનો થોડોક ઘૂઘવાટ કરતો ફરી એમ નહિ ઠગાવવાના ઠરાવથી ઉકાળે ખૂણે જઇને તે સૂતો.

## ૭૩. સિંહ અને કૂતરો.

લંડનના કિલ્લામાં કેટલાંક વરસપર સિંહ રાખતા હતા. જે જોવા આવે તેની પાસે પૈસા લેતા અથવા પૈસા ના આપે તો જોવા આવનાર સિંહને ખાવાને બિલાડી કે કૂતરો આપતા. જોવા આવેલામાંના એક આદમીએ સુંદર કાળો સ્પેનિયલ જાતનો નાનો કૂતરો સિંહને ખાવા આપ્યો. કૂતરો બાપડો બીકથી ધ્રુજવા લાગ્યો અને પંજા ઉંચા કરી દયા માગતો હોય એવો દેખાયો. સિંહે તેને મારી ન ખાતાં ઉંધો પાડી સૂંઘ્યો, અને ઓળખાણ કરવાની ઇચ્છા કરતો હોય એવો તે દેખાયો. જ્યારે પાંજરામાં ખાવાનું આણ્યું ત્યારે તુરત જમવા ન જતાં સિંહે તે કૂતરાને ખાવા બોલાવ્યો. આ દિવસથી કૂતરાને અને સિંહને ગાઢી દોસ્તી બંધાઈ; પણ વરસેક થવા આવતાં કૂતરો મરી ગયો. સ્પેનિયલ ઉંઘેછે એમ જાણી સિંહે તેને જગાડવા માંડ્યો. પણ તે જાગ્યો નહિ ત્યારે બહુ શોકાતુર ચ્હેરે તેણે પાંજરામાં આમથી તેમ ઝડપથી ચાલવા માંડ્યું. વહાલો કૂતરો મરી ગયો તેનું માથું ઉપાડી મોટી બૂમો પાડવા લાગ્યો. રખવાળે પાંજરામાંથી

મુડદું કાઢવાનો પ્રયત્ન કર્યો પણ નિષ્ફળ ગયો. જુદી જુદી જાતનું ખાવાનું આણી તેની પાસે મૂક્યું. પણ સિંહે ચાખ્યું નહિ અને શોક કરતાં થાક્યો ત્યારે કૂતરાના મડદાની સોડે સૂતો. પોતાના પંજા તેનાપર નાખી તે મોટા દિલના પ્રાણીએ તેને પોતાની છાતી ઉપર મેલ્યું. એમ ખેદ કરતાં એક સવારે તેના નાના મિત્રના શરીર ઉપર માથું મૂકીને મરી ગયેલો જોવામાં આવ્યો. બંને મડદાંને એકઠાં દાટ્યાં.

### ૭૪. હળેલો વાઘ.

હિંદમાં એક ઈંગ્રેજ ગૃહસ્થે વાઘ પાળ્યો હતો. તે એક વેળા તેનો પ્રાણ લેવાની તૈયારીમાં હતો. છેક બાળક હતો ત્યારથી તેની પાસે હતો એટલે નાના કૂતરાના જેવી જ કેળવણી તેને આલી હતી. એક સાંજે તંબુની બહાર ખૂરશીપર બેશી તે ગૃહસ્થ વાંચતો હતો. તે વખતે તેનો નાનો વાઘ જમીનપર તેની ખૂરશીની પાસે બેઠો હતો. એક હાથે ચોપડી પકડી હતી અને બીજો હાથ લટકતો હતો. વાઘે તેનો હાથ ચાટવા માંડ્યો ને કેટલાક વખત લગી ચાટી હળવા ઘુર્ઘુરાટ કર્યા તેપરથી તે ગૃહસ્થે ડોકું ફેરવી તેની તરફ જોયું તો તેણે પોતાનો હાથ લોહીથી ખરડાયલો દીઠો. તે તરત ચેત્યો કે હવે વાઘની ઘાતક પ્રેરણાબુદ્ધિ જાગૃત થઇછે, અને જો હું મારો હાથ ખેંચી લઇશ તો વાઘે હવે લોહી ચાખ્યુંછે તેથી તુરત તે મારા ઉપર કૂદી આવશે. થોડેક આઘે તેનો ચાકર હતો તેને ભરેલી બંદૂક લાવી વાઘને મારવાનું તેણે કહ્યું. ગૃહસ્થ સ્થિર બેઠો અને વાઘને મરજીમાં આવે ત્યાં લગી ઘુર્ઘુરવા અને ચાટવા દીધું. ચાકરની વાટ તે આતુરતાથી જોવા લાગ્યો. તે બહુ વાર લગાડેછે એમ તેને

નાગ્યું. છેલ્લે નોકરે વાઘ જાણે નહિ તેમ બંદૂક તાકી તેની છાતીમાં ગોળી મારીને સાહેબને ઉગાર્યો.

### ૭૫. બાદશાહ બોલ્યો તેમ કર્યું.

એક દહાડો નેપોલીઅન તેના લશ્કરની કવાયત જોતો હતો તેવામાં તેના હાથમાંથી લગામ સટકી ગઈ અને ઘોડો નાઠો. પલટણની હારમાંથી એક સાધારણ સિપાઈએ નીકળી ઝટ ઘોડાને પકડી આણ્યો. મહારાજે તેની ભણી જોઈ કહ્યું "કપ્તાન, સારૂં કર્યું છે." સિપાઇએ કહ્યું 'કઈ પલટનનો મહારાજ?" પોતાના બોલવાપર એટલો બધો વિશ્વાસ જોઈ નેપોલીઅને જવાબ આપ્યો કે 'ગાર્ડસનો.' એમ કહી બાદશાહ ત્યાંથી ગયો. કપ્તાનનો પોશાક તરવાર વગેરે તે સિપાઈ પાસે નહતાં તેમ છતાં બંદૂક નાખી દઈ શાહના બોલેલા વચનપરથી માત્ર નાયકો ઊભા હતા ત્યાં દોડી ગયો. તેમણે હર્ષાને પૂછ્યું કે તમે અહિંયાં કેમ આવ્યાછો? સિપાઇએ જવાબ આપ્યો કે હું ગાર્ડસનો કપ્તાન છું. તેઓ આશ્ચર્ય પામ્યા, પણ સિપાઇએ કહ્યું કે મને પાદશાહે ગાર્ડસનો કપ્તાન કહ્યો તેથી હું કપ્તાન છું. એ સાંભળી કાંઈ વાંધો લઈ શક્યું નહિ. આમ એકાએક ઊંચી પદવીએ તેને ચડાવ્યો તે યોગ્ય હતું એવું તેની ત્યાર પછીની વર્ત્તણુકપરથી સિદ્ધ થયું.

### ૭૬. સ્વછંદી માખી.

ખાંડ બનાવવાના કારખાનામાં એક માખી રહેતી હતી તે ઘણી ડાહી અને સમજણવાળી હતી. ખાંડ બનાવવાનો તાવડો ચૂલે ચડાવતા તેવારે તેમાંથી મીઠી વરાળ બહુ નીકળતી, અને તેનો સ્વાદ ચાખવાને તેના ઘણા પાડોશી તથા મિત્રો જતા. પણ તેણીના જોવામાં આવ્યું હતું કે જેઓ ત્યાં જાયછે તેઓ એકાએક લોપ થઈ જાયછે

અને ફરી દેખાતા નથી. તેઓ ત્યાં શાથી મરી જાયછે તે તેનાથી સમજાતું નહતું, પણ તે સ્થળમાં ભય છે એ-ટલુંજ તે જાણતી તેથી ત્યાં જતી નહિ. તેને એક નાની. છોકરી હતી તે બીજાં બાળકની પેઠે સ્વછંદી હતી. ઘરડી માખી બહાર જતી વેળા નિત્ય છોડીને કહેતી કે ત્યાં તું જઈશ મા. એક વખત મા બહાર ગઈ એટલે તે છોડી ઊડી કારખાનામાં ફરવા ગઈ. તે દિવસે ખાંડ ઊકળતી હતી અને તેમાંથી પુષ્કળ વરાળ નીકળતી હતી. એ વરાળની સુગંધી ઘણી મીઠી ને લલચાવે તેવી હતી. મા-ખીની છોકરી તે જોઈ બોલી, મારી મા કેવી ગાંડી છે કે એવી સારી વરાળથી બીએછે! મને ખાતરી છે કે આવી સારી સુગંધવાળી વરાળથી કાંઈજ નુકશાન થાય નહિ. હું ત્યાં જઈ જરાક સ્વાદ ચાખી મારી મા ઘેર આવે તે પહેલાં પાછી આવી રહીશ. એમ બોલી તે ત્યાં ગઈ. ત્યાં શું થાયછે તે જાણી શકે તે પહેલાં તો દઝાડી મારે એવી ઊની વરાળનો ભભૂકો તેને લાગ્યો ને તત્કાળ તે કડાઈઆમાં પડી મરી ગઈ. માની શીખા-મણ માની નહિ તેથી તેના આવા હવાલ થયા.

### ૭૭. મુસાફરો અને રીંછ.

બે મુસાફરો જોડે મુસાફરી કરતા હતા તેવામાં સામું રીંછ આવ્યું. તેમાંનો એક બીને ઝાડપર ચડી પોતાના બચાવને માટે ડાળીઓમાં ભરાયો. બીજાએ રીંછને દીઠું કે જમીનપર મરી ગયેલો હોય એવો ઢોંગ કરી પડ્યો, કેમકે તેણે સાંભળ્યું હતું કે રીંછ મુડદાને અડતું નથી. આ પ્રમાણે તે સૂઈ ગયો એટલે રીંછે તેના માથા આગળ આવી તેનાં કાન નાક અને છાતીને ફુંક મારી સૂંઘ્યા. પણ તેણે કઠણ મન કરી શ્વાસોશ્વાસ લીધો નહિ તેપરથી

એ મડદું છે એમ જાણી રીંછ ત્યાંથી ચાલ્યું ગયું. રીંછ ગયું એટલે પેલો માણસ ઝાડપરથી ઉતરી પૂછવા લાગ્યો કે રીંછે તને શું કહ્યું? તારા કાનમાં તેણે મોં મૂક્યું હતું. પેલાએ કહ્યું સાંભળ, તેણે કંઈ છાની વાત કહી નથી, માત્ર એટલું કહ્યું કે જે સાથી ભયની વખતે બીજા સાથીને છોડી નાશી જાય તેનો ભરૂંસો કરવો નહિ.

### ૭૮. ડાહ્યો વાંદરો.

ઘણુંકરીને જ્યારે લડાઇનું વહાણ બંદરે આવેછે ત્યારે એક કે બે તોપ છોડી સલામતી આપેછે. એવું એક લશ્કરી વહાણ લાંબી સફરમાં ઘણાંક બંદરમાં લંગર કરતી વેળા એમ તોપ ફોડતું. લંડન બંદરમાં એ પ્રમાણે ફોડવાનો કોઇને હુકમ નહતો કેમકે શહેરમાં કાચની બારીઓ ફૂટે અથવા ઘોડા ભડકે. એ વહાણ લંડન બંદરમાં આવી ઊભું તે વારે એ ધારા પ્રમાણે તેમાં તોપ છોડવામાં આવી નહિ. તેમાં એક વાંદરો હતો તેને આથી નવાઇ લાગી. એ ભૂલ સુધારવાનો તેણે પોતે ઠરાવ કર્યો. વહાણને લંગર કરવાના કામમાં ખારવા રોકાયા હતા તેવામાં રસોડામાં જઈ ચાપીએ વતી ઝાલી વાંદરાએ એક ધકધકતો ખોટડો આણ્યો. એક તોપ ભરેલી હતી તેના કાનમાં તે મૂક્યો. તુરત તોપ ફૂટી ને તેના ભડાકાથી બધા પાડોશીઓ ગભરાવવા લાગ્યા કે એ થયું શું? બંદરનો કાયદો તોડવાનું તોહેમત કમાનપર મૂકી તેનો અદાલતમાં ન્યાય થયો, પણ તે તોપ વાંદરાએ ફોડી એવું સાબિત થવાથી તે છૂટી ગયો.

### ૭૯. ફોડનારી છબી.

એક ગૃહસ્થના ઘરમાં માળિયાપર ફળ રાખવામાં આવતાં. તેની દીકરીને કોઈ કોઈ વખત ત્યાં જઈ ફળ

ચોરી ખાવાની ટેવ પડી હતી. માળિયાની દીવાલપર એક છબી ટાંગેલી હતી તેનું મોં મોટું હતું ને ઓરડાના જે ભાગમાં છોકરી જાય તે તરફ તે છબીની આંખો ફરતી જણાતી. જાણે છબી છોકરીને એમ કહેતી હોય કે તું ફળ ચોરેછે તે હું જોઉંછું. તું ખરાબ છોડી છે. નક્કી તું પકડાઇશ. નાની છોકરી એથી એટલી ખીજવાઈ ગઈ કે કાતર લાવી તેણીએ તે છબીના ડોળા કાતરી કાઢ્યા. આંખની જગાએ બે મોટાં બાકાં પડ્યાં. પછી તે ઓરડામાં જાય એટલે તે કાણાં નજરે પડે, અને કાણાં જોયાં કે તેને તે આંખો અને તેઓ કેવી ડપકો દેતી હતી તે સાંભરી આવે. એમ તેના દિલમાંથી એ વાત ખસી નહિ અને ચોરી છૂપાવવાને જે ઉપાય તેણીએ કર્યા તેથી તેજ પકડાઈ ગઈ. ચિત્રની આંખો ફૂટેલી જોઈ તેની માએ તે બાબત તપાસ કરી એટલે તે છોકરીને સાચે સાચું કહી દેવું પડ્યું.

### ૮૦. શત્રુનો નાશ કરવો.

એક વેળા ચીનના રાજાને તેના કારભારીઓએ ખબર કરી કે તેના રાજ્યના એક દૂરના પ્રાંતમાં તેના દુશ્મનોએ બળવો કર્યોછે. રાજાએ કહ્યું મારા મિત્રો, મારી જોડે ચાલો, હું વચન આપુંછું કે હું જલદીથી તેમનો નાશ કરીશ. બંડખોરોપર તે ચડ્યો. રાજા ત્યાં ગયો એટલે તેઓ શરણે આવ્યા. બધાએ એમ ધાર્યું કે રાજા એમનાપર ભારે વેર લેશે. પણ વેર લેવાને બદલે કેદીઓપર તેણે દયા કરી. એ જોઈ મુખ્ય પ્રધાને કહ્યું એમ કેમ? તમારૂં વચન તમે આમ પાળોછો? તમે વચન આપ્યું હતું કે હું શત્રુનો નાશ કરીશ, પણ જુઓ તેને બદલે તેમને માફી કરી અને વળી મહેરબાની પણ કરી. રાજાએ ધીમેથી

જવાબ આપ્યા કે મેં તમને વચન આપ્યું હતું કે હું મારા શત્રુનો નાશ કરીશ તેમ મેં મારૂં વચન પાળ્યુંછે. હવે તેઓ મારા દુશ્મન નથી, મેં તેમને મિત્ર કર્યાછે. આ રાજાની પેઠે આપણે પણ કરવું. જે કોઈ ભૂંડું કરે તેનું આપણે ભલું કરવું અને હેત માયાથી શત્રુને મિત્ર કરવા.

## ૮૧. અચાનક બચાવ.

એક મુસાફર સાંકડે રસ્તે ચાલ્યો જતો હતો. તેની એક બાજૂએ ઊંચો પર્વત હતો અને બીજી બાજૂએ ઉતાવળા વહેણવાળી પહોળી નદી વહેતી હતી. એકાએક ડુંગરની બાજૂએથી વિકરાળ વાઘ તેની સામું ધશી આવતો તેણે દીઠો. આ ભયંકર પ્રાણીથી બચવાને નદીમાં પડતું મૂકી તરી પેલપાર જવાને તે ધસ્યો એવામાં પાણીમાંથી મગરે માથું ઉપર લાવી તેને ઝાલવાને જડબાં ઊઘાડ્યાં. વટેમાર્ગુએ કહ્યું અફસોસ! જે રસ્તે જાઉંછું ત્યાં મોતના મોંમાં ફસાઈ જાઉંછું. આથી નિરાશ થઈ તેની ગતિ ભંગ થઈ અને તે જમીનપર પડ્યો. વાઘ એકદમ છલંગ મારી તેનીપર આવ્યો, પણ આઘે કૂદાયાથી મગરના મોંમાં પડ્યો. તે રાક્ષસી પ્રાણીએ વાઘને પકડ્યો ને મારી નાખ્યો, અને પ્રવાસી ભયમાંથી ઊગરી તેની વાટે ચાલ્યો. આ વાતપરથી આપણે શીખામણ લેવી જોઈએ કે ગમે એવું ભય આવે પણ નિરાશ ન થવું, કેમકે જ્યારે આપણા ઉપર ઘણી આફતો પડેછે ત્યારે તેમાંથી છૂટવાનો રસ્તો એકાએક આવી મળે પણ ખરો.

## ૮૨. આંધળા હાથીને સારો કરવો.

હિંદુસ્તાનમાં કોઈ અમલદારના હાથીની આંખ દુઃખવા આવી, તેથી હાથીથી ત્રણ દહાડાલગી દેખાયું નહિ. તે અમલદારે દાક્તરને પૂછ્યું કે હાથીને ઓસડ

થઈ શકે તેવું છે? દાક્તરે ઉત્તર આપ્યો કે માણસની આંખ દુઃખેછે ત્યારે તેમાં કાસ્ટિક મૂકીએ છીએ તેમ હાથીની પ્રથમ એક આંખમાં મૂકી જોઉં. પછી તેમ કરવાને હાથીને સૂવાડી તેની એક આંખમાં કાસ્ટિક મૂક્યું. એના દરદથી હાથીએ મોટો બરાડો પાડ્યો. પણ દવાનો ગુણ વિસ્મયકારક થયો. ઘણે દરજ્જે આંખ સારી થઈ ને હાથી થોડું દેખી શક્યો. તે પરથી બીજે દિવસે દાક્તર બીજી આંખમાં તે ઓસડ મૂકવાને આવ્યો. તેની પાસે હાથીને આણ્યો. દાક્તરનો સાદ સાંભળી હાથીએ પોતાની મેળે સૂઈ જઈ માથું એક બાજૂએ રાખ્યું, અને સૂંડ વીંટાળી લીધી. જ્યારે માણસને દાક્તર કંઈ વાઢકાપ કરેછે ત્યારે તે જેમ શ્વાસ ખેંચેછે તેમ હાથીએ શ્વાસ ઊંચો રાખ્યો. દવા મૂકાઈ રહી ત્યારે સૂંઢ હલાવી તથા બીજી નિશાનીઓ કરી તેને દાક્તરે સારૂં કર્યું તેનો ઉપકાર માનતો હોય એવો દેખાયો.

## ૯૩. બહાદુર કૂતરો.

એકવાર તોફાનથી એક વહાણ ઈંગ્લાંદના કેન્ટ પરગણાના કિનારાપર ઘસડાઈ આવ્યું. મોજાં ભારે બળથી ઊછળતાં હતાં તેથી નક્કી જણાયું કે વહાણ ભાંગી થોડીવારમાં કકડે કકડા થઈ જશે. તેમાં આઠ ખારવા હતા તેઓ મદદને માટે બૂમો પાડતા હતા, પણ મોજાં એટલાં ઊછળતાં હતાં કે તેમના જીવ બચાવવાને માટે હોડી મૂકવાની કોઈ હિમ્મત કરી શકે નહિ. કિનારાપર ઘણાં માણસ જોવા મળ્યાં હતાં તેમાંના એક ગૃહસ્થ પાસે ન્યુફાઉન્ડલાન્ડ જાતનો કૂતરો હતો. તે ગૃહસ્થે એક ટૂંકી લાકડીને, દોરી બાંધી તે લાકડી કૂતરાના મ્હોડામાં આપી તેને વહાણ પાસે તરી જવાનું કહ્યું. કૂતરો આ

સમજી ભયંકર મોજાંમાં કૂદી પડ્યો. તેના મોંમાં લાકડી હતી તે પેલાં માણસો ઝાલી શકે એટલે નજીક તેનાથી જવાયું નહિ. એ જોઈ ખારવાઓએ દોરડાંને છેડે લાકડાનો કકડો બાંધી કૂતરા તરફ ફેંક્યો ને તે દોરડાનો બીજો છેડો પોતાના હાથમાં રાખ્યો. તુરત પોતાના મોંમાંની લાકડી નાખી દઈ ખારવાએ ફેંકેલી લાકડી પકડીને ઘણી મુશ્કેલીથી કૂતરો પાછો પોતાના ધણી પાસે આવ્યો. આથી વહાણ અને સામા કાંઠા વચ્ચે સંબંધ થવાથી કાંઠાના માણસોએ ખારવાને એમ સહીસલામત કાંઠે આણ્યા.

## ૮૪. વિચારવંત શિયાળ.

નૉર્વેના જંગલમાં એક પારધી પાછલી રાત્રે શિકારની વાટ જોતો બેઠો હતો તેવામાં તેણે એક શિયાળને એક ઘરડા ઝાડના ઠૂંઠાની પાસે સંભાળથી આવતું જોયું. ઠૂંઠાની પાસે આવી કૂદકો મારી તેની ટોચે ચઢી આસપાસ જોઈ તે પાછું નીચે આવ્યું. કેટલીક વાર એમ ચડઉતર કરી શિયાળ ગયું. થોડી વારમાં મોંમાં કેટલોક મોટો ને ભારે લાકડાનો કટકો લઈ તે જગાએ તે પાછું આવ્યું. જાણે પોતાની કૂદવાની શક્તિ કેટલી છે તે જાણવું હોય તેમ તે લાકડું મ્હોડામાં રાખી તે ઠૂંઠાપર કૂદ્યું. પછી તેપરથી ભૂસ્કો મારી નીચે આવ્યું, ને પાછું કૂદી ઉપર ગયું. એમ કેટલીકવાર કરવાથી તેને માલૂમ પડ્યું કે ભાર સાથે પણ સહેલથી કૂદી શકાયછે ત્યારે લાકડું મ્હોડામાંથી નાખી દઈ ઠૂંઠાની ટોચે સંકોચાઇને સુવેલું હોય તેમ સ્થિર થઈ બેઠું. થોડીવારમાં એક ઘરડી ડુક્કરી તેનાં નાનાં બચ્ચાં સાથે જંગલમાંથી આવી જ્યાં શિયાળવું હતું તે રસ્તે થઇને ગઈ. તેનાં બચ્ચાંમાંનાં બે બીજાંથી પાછળ પડી ગયાં તેથી શિયાળવાને સારી તક મળવાથી તલપ મારી તેમાંના એકને મોંમાં લઈ ઝાડના ઠૂંઠા

પર ચડી ગયું. બચ્ચાએ બૂમ પાડી એટલે તેની મા તેની મદદે ધશી આવી. આખી રાત શિયાળ પાસેથી બચ્ચું છોડાવવાની તેણીએ કોશિશ કરી પણ શિયાળ ચડી બેઠું હતું ત્યાં તેનાથી પહોંચાયું નહિ, ને તેનો શ્રમ મિથ્યા ગયો. શિયાળે તેની માના દેખતાં થંડે પેટે બચ્ચાને ફાડી ખાધું, અને ભૂંડેણ તેના લુચ્ચા શત્રુને શિક્ષા કર્યા વિના નિરાશ થઈ ચાલી ગઈ.

## ૬૫. ત્રણ લુચ્ચા.

એક બ્રાહ્મણ બજારમાંથી બકરી વેચાતી લઈ પોતાની પીઠ ઉપર મૂકી ચાલ્યો જતો હતો તેવામાં તેને ત્રણ ચોરે દીઠો. તેને જવાની વાટમાં જુદે જુદે ઠેકાણે ચોર આગળથી જઈ ઉભા. પહેલો ચોર બ્રાહ્મણને મળ્યો તેણે કહ્યું "આ કૂતરાને શીદ લઈ જાઓછો? એને પીઠ ઉપર ચડાવી લઈ જતાં શરમ નથી લાગતી?" કૂતરો અપવિત્ર જનાવર છે માટે તેને અડકવાથી બ્રાહ્મણ અભડાય એવું બ્રાહ્મણો માનેછે માટે ચોર એ પ્રમાણે બોલ્યો. પેલા બ્રાહ્મણે જવાબ આપ્યો કે 'આ કૂતરો નથી; આ તો બકરી છે.' આગળ ચાલતાં થોડે છેટે બીજો ચોર મળ્યો તેણે કહ્યું, 'ભટજી આ કૂતરાને કેમ લઈ ચાલ્યા? પીઠ ઉપર કૂતરાને લઈ જતાં શરમ નથી આવતી'? બ્રાહ્મણે મનમાં ગુંચવાઈ બકરીને નીચે ઉતારી તપાશી જોઈ, પણ તે બકરીજ છે એ જોઈ ફરીને ઉંચકી આગળ ચાલ્યો. થોડે દૂર જતાં ત્રીજો ચોર મળ્યો તેણે પણ પેલા બેના જેવોજ સવાલ કર્યો. એથી બીને બ્રાહ્મણે બકરીને નાંખી દીધી અને ત્રણે ઠગે કૂતરો કહ્યો તે માની પોતે અભડાયો જાણી તે નાહાવા ગયો. બકરીને લઈ ચોરે મારી ખાધી અને ભોળો બ્રાહ્મણ એમ સહજમાં છેતરાયો તેથી હસવા લાગ્યા.

## ૮૬. સમય સૂચકતા.

સન્તપૌલના દેવલના ઘુમટમાં ચિત્ર પાડવાનું કામ પ્રખ્યાત ચીતારા સર જેમ્સ થોર્ન હિલને સોંપ્યું હતું. એક દિવસે છબી ચીતરી તે છેટેથી કેવી દેખાયછે તે જોવાની તેને ઇચ્છા થઈ. એ વાસ્તે ત્યાંથી પાલખ પર પાછો હડતો છેક કોર લગી ગયો. જો બીજું ડગલું પાછળ ભર્યું હોત તો નીચે ફરસબંધી પર પડી તેનું તત્કાળ મરણ થાત. આ ભય જોઈ તેના ચાકરે છબી ઉપર રંગનું કૂંડું ઢોળી દીધું. ચિત્ર બગાડ્યું માટે ચાકરને શિક્ષા કરવાને તરત તે આગળ ધસ્યો. આ વિલક્ષણ કર્મનું કારણ નોકરે સમજાવ્યું ત્યારે સર જેમ્સને તેનો પૂરતો પાડ માનવાને અને તેની તરત બુદ્ધિનાં વખાણ કરવાને જોઇએ તેવા શબ્દો જડ્યા નહિ. તેનું ભય સૂચવવાને નોકરે બૂમ પાડી હોત તો ચિત્રકાર ચમકત અને ગભરાઈ નીચે પડત અને મરણ પામત. તેની કારીગીરીનો નાશ કરવાથી તેનો બચાવ કરવાને પાલખની કોરેથી છબી ભણી આવવાની ઇચ્છા નોકરે ચીતારાના મનમાં ઉત્પન્ન કરી. સાવધ મન અને સમયસૂચકતાના મોટા ઉપયાગી ગુણ એ નોકરમાં હતા. અને સંકટ સમયે ન ગભરાતાં પોતે યુક્તિ કરી તેથી તેના શેઠનો જીવ ઊગર્યો એ જોઈ તેને ઘણોજ સંતોષ થયો.

## ૮૭. કંજુસનું મોત.

એક ફ્રેંચ ગૃહસ્થે ગરીબ લોકને દમીને પુષ્કળ ધન મેળવ્યું. તેની દોલત વિષે સરકારને જાણ થવાથી તેમાંથી એક મોટી રકમ સરકારી ખજાનામાં ભરી જવાને એક દહાડો નક્કી ઠેરવ્યો. તેણે કહ્યું કે હું ગરીબ છું તેથી એટલા બધા પૈસા આપવાને શક્તિમાન નથી. તેને બીક લાગી કે

રએને મારા પાડોશી પૈસા વિષે કહી દેશે. એ માટે કોઈ જાણે નહિ એવે ઠેકાણે સંતાડી દીધા. પોતાના ઘરના ભાંયરામાં તેણે ઉંડો ખાડો ખોદ્યો. એ ખાડો એટલો ઉંડો કર્યો કે નીસરણી વિના અંદર ઉતરાય નહિ. એ ખાડાને ચાંપવાળી કળનું ઢાંકણું કરાવ્યું. એ ચાંપ એવી હતી કે ઢાંકણું વાસે એટલે પોતાની મેળે દેવાઈ જાય. થોડા વખત પછી તે ગૃહસ્થ ખોવાઈ ગયો, તેને ઘણાએ શોધ્યો પણ જડ્યો નહિ. છેલ્લે તે ઘર વેચાયું. જે માણસે લીધું હતું તેણે ફરીથી બંધાવવા માંડ્યું. તે વખતે ભોંયરામાં પેલું ઢાંકણું દીઠું. તેને ઊઘાડીને અંદર ગયો તો કંજુસનું મડદું અને પાસે મીણબત્તી તેણે દીઠાં. વધારે ખોળ કરતાં તે કૃપણ માણસે ભેગી કરીને સંભાળથી સંતાડેલી બધી દોલત તેને જડી. એવું ધારવામાં આવ્યુંછે કે ભોંયરાના ખાડામાં ધન દાટ્યું હતું તે સહીસલામત છે કે નહિ તે જોવાને તે અંદર ગયો હશે, અને ઢાંકણું અકસ્માત પોતાની મેળે બંધ થઈ ગયું હશે. તેણે મદદને માટે બૂમ પાડી હશે, પણ કોઇએ સાંભળી નહિ હોય અને ખોરાક વિના ભૂખે મરી ગયો હશે. તેણે ભૂખ મટાડવાને મીણબત્તીને અને પોતાના બન્ને હાથને કરડી ખાધા હતા. આ ધનલોભી તુચ્છ બખીલનું મોત એમ તેના સંઘરેલા દ્રવ્યમાં થયું; અતિ લોભી ન થવાને આ ભયંકર સૂચના છે.

## ૮૮. હાથીનો પશ્ચાત્તાપ.

લખનોરના પાદશાહના સુંદર અને માનીતા મલિયર નામે હાથીની લડત એક દિવસે બીજા જબરા હાથી જોડે અગડમાં થવાની હતી તે જોવાને પાદશાહ, અમીર ઉમરાવ, અને બીજા હજારો લોક મળ્યા હતા. મલિયરને ખૂબ ઉશ્કેરીને તથા ખીજવીને મસ્ત બનાવ્યો એટલે

મહાવતપર ધશી સૂંઢને એક ઝપાટે તેનો પ્રાણ લીધો. તેજ વખતે એક બાયડી હાથમાં છોકરૂં લેઈ જ્યાં હાથી હતો ત્યાં મોટો પોક મૂકતી ધશી. અતિ કોપાયમાન થઈ તે બોલી–'રે જંગલી પ્રાણી જો તેં શું કર્યુંછે! હવે હમારૂં બધું ઘર ઉખેડી નાખ. તેં છાપરૂં તોડયું તો હવે દીવાલો તોડી પાડ. તેં મારા ધણીને મારી નાખ્યો તો લે મને અને મારા છોકરાને મારી નાખ.' જોવા બેસનારાને એમ લાગ્યું કે કચરી નાખેલા મહાવતના મુડદા પાસેથી જઇ મદોન્મત્ત થયલો હાથી એ બાયડીને અને છોકરાને મારી નાખશે. પણ તેણે એમ ન કર્યું. મલિયરનો ગુસ્સો ઊતરી ગયો, 'અને આ કર્યું તેનો પશ્ચાત્તાપ થતો હોય એમ કાન અને માથું નીચે રાખીને ઊભો અને મહાવતના મુડદાપરથી પગ લઈ લીધો. મહાવતની બાયડી તેના મડદાપર મોટે સાદે વિલાપ કરતી હાથી ભણી જોઈ તેને ઠપકો દેવા લાગી. પોતાના અપરાધને માટે ખેદ કરતો હોય એમ ઉદાસી ચહેરે હાથી તેની તરફ જોતો ઊભો, અને અજ્ઞાન બચ્ચું રોજ તેની સૂંઢ પકડી રમતું તેમ રમવા લાગ્યું. પાદશાહે બાયડીને કહ્યું કે તું હાથીને બોલાવ, તારી પાસે એ આવશે. બાયડીએ બોલાવ્યો એટલે પાળેલો કૂતરો આવે તેમ તે આવ્યો. પાદશાહે કહ્યું તું એનાપર બેશી એને લઈ જા. બાયડીએ તેને બેસવાનું કહેતાં તે બેઠો અને તેનાપર ચઢી બેઠી. પછી મલિયરે પહેલાં તેના ધણીનું મુડદું આપ્યું અને પછી છોકરાને આપ્યો. બાઈ તેના ધણીની જગાએ ગરદનપર બેઠી અને દોરી ગઈ. તે દિવસથી તે તેનો મહાવત થઈ. બીજા કોઇને હાથીએ મહાવતને ઠામે બેસવા દીધો નહિ. હાથી ગમે તેટલો ચીડાય પણ તે બાઈ હૂકમ કહે તે ઝટ માને.

જ્યારે બહુ ચીડાઈ જતો ત્યારે પણ એની સૂંઢે બાઈ હાથ અડકાડે એટલે શાંત થઈ નરમ થઈ જાય.

### ૮૯. ફિદેલ નામે કૂતરો.

સ્વીડનના એક પ્રખ્યાત કૂતરાનો ધણી જ્યારે મરી ગયો ત્યારે તે ભરજુવાનીમાં હતો. સ્ટોકહોમમાં સેન્ટમેરીના શ્મશાનમાં ધણીના મુડદાને લઈ ગયા ત્યારે તેની પાછળ કૂતરો ગયો, અને મડદાને દાટયું એટલે તેની કબર ઉપર સૂતો. તેને લઈ જવાને ઘણા પ્રયત્ન કર્યા પણ નિષ્ફળ ગયા. એને એના ધણીની કબર વિના બીજું કાંઈ ગમતું નહોય એમ દેખાયો. કોઈ સન્નારીને આવો અસાધારણ પ્રેમ જોઈ કૂતરાપર દયા આવી તેથી તેને માટે નિત્યં તે ખોરાક લાવતી ને શીઆળામાં તેના રક્ષણને માટે ધાબળી મોકલતી. કૂતરાની દિલગીરી નિરંતર જારી રહી. ઉનાળો અને શિયાળો, દહાડો અને રાત વરસનાં વરસ ધણીની કબર ઉપર નજર રાખી ત્યાં પડી રહ્યો. વખતના જવાથી અને લાંબી ગેરહાજરીથી તે પોતાના ધણીને ભૂલ્યો નહિ. છોકરાની રમત અને ગમતથી તેનું મન રંજન થાય નહિ. બરફ ઘણો પડે, તાઢ સખ્ત પડે અને પવન ઘણો વાય તો-પણ તે તેની જગાએથી ખશેજ નહિ. એક દિવસે કૂતરાનું ખાવાનું લાવનાર કંઇ માંદી પડવાથી હમેશની પેઠે ખવાડતી વેળા કુતરાની પાસે રહી શકી નહિ. તેથી કોઈ ભૂંડા ભિખારી આવીને લઈ ગયા. ફિદેલ કંઈ બરબડ્યા વિના સૂતો અને નિરાંતે ઊંઘ્યો. બીજે દિવસે પણ તેજ ચોર આવ્યા. સ્વરક્ષણની છેલ્લી પ્રેરણાથી ફિદેલ ઊઠ્યો. પરંતુ છેક ખાલી થઇ ગયો હતો તેથી તુરત બેશી જવું પડયું. એ વેળા બેઠો તે ફરી ઊઠ્યો નહિ. આંખો મીચીને સૂતાંવારને તેનો પ્રાણ ગયો.

## ૯૦. પહેરામાં રાખનાર સિંહ.

કેપ કાલોનીમાં સિંહ અને માણસની વચ્ચે અજબ જેવો નીચે મુજબ બનાવ બન્યો. એક માણસ ઝરામાંથી પેટ ભરીને પાણી પી પાસેના ખડકપર બેઠો અને ઉંઘી ગયો. થોડા વખત પછી ખડક તપવાથી જાગી ઉઠ્યો, અને આંખ ઉઘાડીને જુએછે તો પોતાથી થોડેક છેટે એક મોટો સિંહ તેની સામું તાકીને બેઠેલો દીઠો. પહેલાંતો તે ભયથી સ્તબ્ધ થઈ ગયો, પણ પછી સાવધ થઈ પોતાની બંદૂકભણી જોઈ ધીમે રહીને તે લેવાને હાથ લાંબો કરેછે એટલે સિંહે માથું ઉંચકી ભયંકર ગર્જના કરી. પછી જ્યારે જ્યારે તે માણસ બંદૂક લેવાનું કરે એટલે સિંહ તેવી ભયંકર ચેતવણી આપે. છેલ્લે ખડક એટલો તપ્યો કે ઉઘાડા પગ તેનાપર મૂકી શકાય નહિ. દહાડો ઉતરી રાત પડી અને રાતે પૂરી થઈ, પણ સિંહ તે જગોએથી ખસ્યો નહિ. બીજો દીવસ થયો અને તાપ એટલો પડ્યો કે તેના પગ તળવાઈ જઈ બહેર મારી ગયા. બપોર થયા એટલે સિંહ થોડેક આઘે પાણીપીવા ગયો. આગળ ચાલે ને પાછું ફરીને જોય કે પેલો આદમી ખસતો તો નથી. એવામાં આદમીએ બંદૂક લેવાને હાથ લાંબો કર્યો એટલે સિંહે ક્રોધ કરી પાછા ફરી તેના ઉપર છલંગ ભરવાનું કર્યું પણ તલપ મારી નહિ. બીજી રાત પણ પહેલીની પેઠેજ ગઈ, અને ત્રીજે દિવસે પાછો સિંહ પાણી પીવા ગયો, પરંતુ સામી બાજૂએ કંઇ અવાજ સાંભળ્યો એટલે પાસેની ઝાડીમાં પેશી અદૃશ્ય થયો. પેલા આદમીએ હવે બંદૂક હાથમાં લીધી પણ ઉઠવા જતાં પડી ગયો, તેનાથી ઉઠાયું નહિ; તેના પગની ઘુંટીઓમાં તેના શરીરનો ભાર ખમવાની શક્તિ રહી નહિ. અંતે ઘુંટણીએ ચાલતો ઘર

ભણી ગયો. માર્ગમાં થોડીવારે તેને કોઈ દેશી મળ્યો તે તેને સહીસલામત જગાએ લઈ ગયો. ત્યાર પછી તેના પગનાં આંગળાં ખરી ગયાં અને જન્મ લગી લંગડો રહ્યો.

## ૯૧. ઉમદા કામ.

એક માણસ ઘણો ઘરડો થયાથી તેને એમ લાગ્યું કે હવે મરણ સમીપ છે. તેની પાસે પૂંજી ઘણી હતી તેથી તેના ત્રણ છોકરાને વહેંચી આપવાનું ઠરાવ્યું. ઘણુંજ મૂલ્યવાન રત્ન લઈ તેણે કહ્યું કે 'જે છોકરો ત્રણ મહીનામાં ઉમદા કામ કરશે તેને એ મળશે.' મોટા છોકરાએ એક દહાડો કહ્યું—"બાપા એક માણસે થોડા વખતપર ઘણાં નાણાં મને સોંપ્યાં તે મને બિલકુલ ઓળખતો નહતો અને મેં તેને પહોંચ પણ આલી નહતી, તોપણ જ્યારે એણે પૈસા પાછા માગ્યા ત્યારે મેં એના બધા આપ્યા અને રાખ્યાની મહેનત અને જોખમને બદલે જે આપવા માંડ્યું તેએ ના લીધું.' બાપે જવાબ આપ્યો કે તમારૂં કામ વાજબી હતું. બીજા છોકરાએ કહ્યું,—'હું સરોવરની પાસે ચાલતો હતો ત્યારે એક છોકરૂં તેમાં પડ્યું. મારા જીવને જોખમમાં નાંખી હું અંદર પડ્યો અને તેને સહીસલામત કહાડી તેની મા કાંઠે રડતી હતી તેને આપ્યું. શું આ ઉમદા કામ નહિ, બાપા?' 'ના બેટા; માણસમાં પ્રેમભાવ છે તે પ્રેરણાનું એ કૃત્ય હતું.' પછી સૌથી નાનો છોકરો બોલ્યો,—'એક અંધારી રાત્રે ખડકની કોરણ પર મારા કટ્ટા શત્રુને મેં ઉંઘતો જોયો. જાગીને ઊઠતાં જરા ખસવા જાય તેજ ક્ષણે તે તેપરથી નીચે ઊંડાણમાં પડી મરણ પામે એવું હતું. મેં તેને હળવે રહીને ઘણી સંભાળથી ઊઠાડ્યો અને પડાય નહિ તેવા ઠામ સૂવા જવાને બતાવ્યો.' બાપે તેને ભેટીને કહ્યું, 'મારા અત્યંત વ્હાલાં

દીકરા, આ રત્ન તારૂં છે.'

## ૯૨. જૂઠી ધાસ્તી.

સને ૧૭૮૨ માં સ્પેનની ફોજે જિબ્રાલ્તરને ઘેરો ઘાલ્યો હતો અને પ્રતિદિન હલ્લો થવાનાં ચિન્હ જણાતાં હતાં તેવામાં એક અંધારી રાત્રે શત્રુની સામે આવેલા બુરજનો ઈંગ્રેજ પહેરેગીર સીસોટી વગાડતો પહોરો ભરતો હતો. દુશ્મનની સામું જોઇ તેમની તરફથી અંધારામાં હુમલો થવાના સંભવ ઉપર વિચાર કરતો તે ઊભો હતો. વરસાદ આવે તેવારે પહેરેગીરને ઊભા રહેવાને ગોખ હોયછે એવો ગોખ તેને માટે હતો તેની પાસે સાંકડા મ્હોડાની હાંલ્લીમાં તેનો વાળુ કરતાં બાકી રહેલો ખોરાક હતો. જિબ્રાલ્તરના ખડકપર વાંદરાં રહેછે તેમાંના એક વાંદરે છાનામાના આવી તે હાંલ્લામાં મોં ઘાલ્યું એટલામાં પહેરેગીર પાછો ફર્યો. વાંદરો ઊઠી નાઠો. સાંકડા કાનામાંથી મોઢું નીકળી શક્યું નહિ તેથી માથે ઊંધા હાંલ્લા સાથે તે લોપ થઈ ગયો. અંધારૂં હોવાથી એ વાંદરો છે એ ન દેખાયાથી પહેરેગીરે કલ્પના કરી કે તે શત્રુનો સિપાઈ છે. હાંલ્લાને તેણે તે સિપાઈની ટોપી ધારી. એ કલ્પના તેના મનમાં ઊઠતાંજ તેણે પોતાની બંદૂક છોડી અને બૂમ પાડી કે શત્રુ કોટે ચડી આવ્યાછે. એ સાંભળી બીજા પહેરેગીરોએ ચમકી ભયની સૂચનાને માટે તોપ છોડી, એટલે તે કિલ્લાનો ગવર્નર અને તેમાંની સેના ઝટપટ હથીઆર સજી વઢવાને તૈયાર થઇ, અને જે બાજૂએ વાંદરો નાઠો હતો તેણીમેર કેટલાક દોડ્યા. હાંલ્લાથી વાંદરાનું માથું ઢંકાઈ ગયું હતું, અને આંખોમાં ઢીલી દાળના રેલા ઉતરવાથી તે દેખી ન શક્યો ને ઘણે દૂર જઈ શક્યો નહિ તેથી પકડાયો એટલે ગઢમાં કતલ ચાલવાની ધાસ્તી ઉત્પન્ન થઈ હતી તે બંધ પડી શાંતિ થઈ.

## ૯૩. વિદ્યાર્થીનો કૂતરો.

કેટલાંક વરસ ઉપર ટાઢ એટલી સખ્ત પડી કે સીન નદીનું પાણી ઠરી કેટલાક ઇંચ જાડું બરફ બંધાયું. પછી એકાએક તાપ પડવાથી બરફ પીગળવા માંડયું તેમ છતાં કેટલાક અવિચારી જુવાનીઆ લોઢાના પાટાવાળાં બુટ પહેરી તે ઉપર લપસતા રહ્યા. અમાં એક વિદ્યાર્થી હતો. જ્યાં પાણી બરોબર મજબૂત થીજ્યું ન હતું ત્યાં સંભાળ રાખ્યા વિના તે લપસતો આવ્યો. તેના ભારથી બરફ ભાગ્યું અને તે નીચે પાણીમાં ડૂબી ગયો. એ તરૂણની જોડે એ વેળા સ્પાનિયલ જાતનો કૂતરો હતો તે તેના ધણી બરફ નીચે ડૂબ્યો જોઈ તેને કાઢવાને લોકને બોલાવવા માટે ખૂબ જોરથી ભસવા લાગ્યો. અગરજો એ જગ્યામાંથી તે જુવાનને કાઢી શકાય તેવું ન હતું, પરંતુ તેના ભસવાથી ત્યાં નહિ જવાની બીજા સર્વને ચેતવણી મળી. બિચારો કૂતરો ત્રાસદાયક ચીયાડા પાડતો ગાંડાની પેઠે નદી પર દોડવા લાગ્યા. ઘણીવાર થઈ પણ તેનો ધણી પાછો આવ્યો નહિ ત્યારે અંતે થાકીને તે જ્યાં ડૂબ્યો હતો ત્યાં જઇને તે કૂતરો દહાડે અને રાતે તેજ જગાએ બેશી રહ્યો. બીજે દિવસે તેને ત્યાંજ શોકથી ઉદાસીમાં બેઠેલો જોઈ લોક તેના અચળ હેતપર સાનંદાશ્ચર્ય પામ્યા. કેટલાકે તેને બેસવા માટે ઘાસ પાથર્યું, અને તેના મ્હોડા આગળ ખાવાનું મેલ્યું પણ કૂતરાએ તે ખાધું નહિ. કોઈ કોઈ વખતે તે આસપાસ કાંઠા લગી પોતાના ધણીને શોધવાને દોડી આવી પાછો પોતાની જગાએ આવી સૂઈ જાય. એક સિપાઇએ તેને તે શીતળ જગાએથી ઊઠાડવાનું કર્યું. તે કૂતરો તેને કરડ્યો એટલે સિપાઇએ તેને હડકાયો થયલો સમજી બંદૂક મારી ઘાયલ કર્યો. કૂતરાનો માણસપર આવો અચળ પ્રેમનો દાખલો જોવાને લોકનાં ટોળેટોળાં

ત્યાં આવ્યાં. એક બાયડીએ ઘાયલ કૂતરાને તેના ધણી પરનું આટલું બધું વહાલ જોઈ પોતાના કબજામાં લઈ ઘેર લઈ ગઈ. મલમપટા કરી કૂતરાને સારો કરી તેના મુએલા ધણીને માટે દિલાસો આપતી.

## ૯૪. મધમાખી પાળો!

એક ફ્રેંચ બિશપે તેના તાબાના પ્રાંતમાં તપાસ કરવા નીકળી એક ગામના ક્યુરેટ પદવીના થોડી ઊપજવાળા પાદ્રિને લખ્યું કે હું તારી સાથે જમીશ, પણ મારે માટે કંઈ અસાધારણ ખરચ કરશો નહિ. ક્યુરેટે ઉત્તર મોકલ્યા કે તમારી સૂચના હું ધ્યાનમાં રાખીશ. પણ તેણે પોતાનું વચન પાળ્યું નહિ, ને બહુ ખરચ કરી સરસ ભોજન તૈયાર કરાવ્યું. બિશપે આશ્ચર્ય પામી ઠપકો દીધો કે તારા જેવા સ્થિતિના માણસને આ ઉડાઉપણું ઘટે નહિ. એક વરસની કમાઈ ફક્ત એક દહાડામાં ખરચવી ન જોઇએ. ક્યુરેટે કહ્યું કંઈ ફીકર નહિ. હું ખરૂં કહુંછું કે તમે જે ભાણામાં જુઓછો તે મારા દેવલની ઊપજમાંથી આણ્યું નહતું. એ ઊપજ તો હું ગરીબને ધર્મ કરી દઉંછું. બિશપે કહ્યું ત્યારે તમારી કને કાંઈ દોલત હશે. ક્યુરેટે કહ્યું નાજી. બિશપ બોલ્યો કે ત્યારે તમે આવા ખરચ શી રીતે કરી શકોછો? ક્યુરેટે કહ્યું મારી પાસે જુવાન સ્ત્રીનો એક મઠ છે; તે નારીઓ મારો બધો ખરચ પૂરો પાડેછે. બિશપે કહ્યું શું તમારી પાસે મઠ છે? આટલામાં એવા મઠ છે એની મને ખબર નથી. એ શી વાત કહોછો! મારાથી સમજાતું નથી. એ મઠ મારે જોવા જોઇએ. ક્યુરેટ કહે "ઠીક છે, મહારાજ, આપણે જમી રહ્યા પછી તે જોવા જઇશું, અને તમે મારી ચાલ જોઇને ખુશી થશો." જમી રહ્યા પછી બિશપને લઈ ક્યુરેટ મોટી વાંડીમાં ગયો, અને પુષ્કળ મધપૂડા હતા તે બતા-

વીને તેણે કહ્યું કે આ જે આપણે જમ્યા તેનો ખરચ આ મઠની પેદાશમાંથી મેં કર્યોછે. એ મને વરસ દહાડે નવસેં રૂપિઆ રજી આપેછે તેથી મારૂં સારી રીતે ગુજરાન ચાલેછે અને મારે ઘેર પરોણા આવેછે તેમની હું સારી રીતે ચાકરી કરી શકુંછું. એ જાણી બિશપને કેટલી નવાઈ લાગી હશે અને કેટલો સંતોષ થયો હશે તેનો ખ્યાલ સહજ મનમાં આવશે. એનું પરિણામ એ થયું કે ત્યાર પછી જ્યારે કોઈ ક્યુરેટ વધારે ઊપજની જગા માગતો ત્યારે બિશપ તેને ઉત્સાહથી જવાબ દેતો કે મધમાખી પાળો! મધમાખી પાળો!

## ૯૫. ગાડીને મથાળે બેસનાર ઉતારૂ.

કેટલાંક વરસ ઉપર એક જુવાન સ્ત્રી એક મોટા અમીરના પૌત્રને કેળવણી આપવાને નોકર રહી. તે ટપાલની ગાડીમાં બેશી તે ઉમરાવને મુકામે જતી હતી. ઘણાક ગાઉ લગી એ એકલીજ તે ગાડીમાં હતી. પછી એક ઘરડો ગૃહસ્થ ગાડીને મથાળે આવીને બેઠો. બપોરે ગાડી માર્ગની એક વીશી આગળ ઊભી રહી. ત્યાં વટેમાર્ગુઓને જમવાની ગોઠવણ કરી હતી. પેલી સ્ત્રી જમવા બેઠી. પેલો ગૃહસ્થ આવી તેની પાસે બેઠો કે તુરત તેણીએ ઊઠી ઘંટ વગાડી વીશીના ચાકરને બોલાવી કહ્યું,–'અહિંયાં ગાડીને મથાળે બેસનાર ઉતારૂ છે. હું એવાની જોડે જમતી નથી.' પેલા ઉતારૂએ નર્માને કહ્યું મેડમસાહેબ, હું આપની માફ માગુંછું, હું બીજા ઓરડામાં જઈશ. એમ કહી તે તુરત ગયો. થોડીવાર પછી ઉતારૂઓ ગાડીમાં પાછા બેઠા અને ગાડી ચાલતી થઈ. છેલે પેલી સ્ત્રીને જવું હતું તે કિલ્લાના દરવાજા આગળ ગાડી ઊભી રાખીને તે ઉતરી. ત્યાં તેની આશા પ્રમાણે કોઇએ તેનો ઝટ સત્કાર કર્યો નહિ. ગાડીને મથાળે જે ઉતારૂ હતો તેની સેવા

કરવામાં બધા ચાકરો તુરત મંડચા. બાયડીએ તેમને મદદે બોલાવ્યા ત્યારે તેમણે કહ્યું કે અમીર સાહેબનું કામ કરી તમારૂં કરીશું. થોડો ખુલાસો થતાં તેણીએ જાણ્યું કે ગાડીને મથાળે બેસનાર જે ઉતારૂને તેણીએ એટલો હલકો માણસ ધાર્યો હતો કે તેની હારે તેણીએ જમવા બેસવાની ના કહી હતી તે અમીર હતો એટલુંજ નહિ, પણ જે અમીરના છોકરાના છોકરાની સંભાળ રાખવાને તેને રાખી હતી તેજ તે હતો. એ ઉમરાવ પૈસાદાર હતો તોપણ સાદો હતો તેથી ખુલી હવાને તથા આસપાસ જોવાને સારૂ ગાડીના ટોચે શોખને માટે બેઠો હતો. ગાડીની અંદર ગોંધાઈ રહી માંહેનું સુખ તેને ગમ્યું નહિ. પહોંચ્યા પછી થોડીવારે તે મગરૂર બાઇને અમીરે પોતાની હજૂરમાં બોલાવી તેની બેવકૂફાઇની ચાલ વિષે ઠપકો દીધો અને કહ્યું કે હું મારાં છોકરાંને આવી રીત કદી નહિ શીખવવા દઉં. તેણીએ એ ભૂલને માટે માફ માગી ત્યારે તેણે કૃપા કરી માફી આપી તેને નોકરીમાં બહાલ રાખી. પોતાથી બધી વાતે જે પુરૂષ ચઢીઆતો હતો તેણે આ શીખામણ દીધી તેનો લાભ લઈ તેણીએ પોતાનો ગર્વ છોડી હમેશાં કોઈ ગમે તેવો ગરીબ હોય તોપણ તેની સાથે નરમાસથી વર્તતી.

## ૯૬. કવિનું ઈનામ.

આરબ લોકમાં એક વિશેષ ચાલ છે તે નીચેની વાતપરથી જણાયછે. જ્યારે કોઈ કવિ નવી કવિતા બનાવે ત્યારે રાજાને સંભળાવે અને રાજા તેને ઈનામ આપે. એક રાજા (એનું નામ જાણવામાં નથી) એવો હતો કે જે કવિતા તે એકવાર સાંભળે એટલે તેને તે આખી કવિતા મ્હોડે યાદ રહે. તેની પાસે ગુલામ હતો તેને બેવાર સાંભળે, અને એક લુંડી હતી તેને ત્રણવાર સાંભળે

યાદ રહેતી. જ્યારે કોઈ નવી કવિતા બનાવી રાજા પાસે લાવે ત્યારે તે જો નવી હોય તો જેપર તે લખેલી હોય તેના તોલ જેટલું નાણું ઈનામમાં આપવાનું તે વચન આપતો. સાંભળ્યા પછી રાજા કહેતો કે એ કાંઈ નવી નથી, એ તો ઘણાં વરસની છે. કવિ જે બોલ્યો હોય તે એકેએક શબ્દ પંડે બોલીને કહે કે મારી પાસે ગુલામ છે તે પણ બોલશે. ત્યાર પછી રાજા ને કવિ બે બોલ્યા તે સાંભળી ગુલામ પણ બોલી જાય. ત્યારકેડે રાજા કહેતો કે મારી પાસે લુંડી છે તેપણ બોલશે. તે હુકમ કરે એટલે જે ત્રણવાર સાંભળ્યું હતું તે પડદા પાછળ ઊભી રહી તે દાસી બોલી જતી. તેથી કવિને ખાલી હાથે પાછા ઘેર જવું પડતું. એક પ્રખ્યાત કવિએ રાજાની લુચ્ચાઈ પકડવાને ઘણા અઘરા શબ્દની કવિતા જોડી ઓળખાય નહિ માટે વેશ બદલીને રાજાની હજૂરમાં ગયો. ધારા પ્રમાણે રાજાએ વચન દીધું કે એ કવિતા તારી પોતાની બનાવેલી નવી હશે તો જેપર લખેલી હશે તેના ભારોભાર તને સોનું મળશે. ત્યારપછી કવિ પોતાની કવિતા બોલ્યો. તેના શબ્દ યાદ રાખવા એટલા અઘરા હતા કે સાંભળ્યા પછી તેમાંનું કંઈ રાજાને યાદ ન રહ્યું. રાજાએ ગુંચવાઈ ગુલામને ઇશારત કરી પણ તેને પણ કાંઈ યાદ ન રહ્યું. ગુલામડીને બોલાવી તેનાથી પણ બોલી શકાઈ નહિ. ત્યારે તેણે કહ્યું હું શક વગર કહુંછું કે આ તારી બનાવેલીછે ને એ જે ઉપર લખી હોય તે લાવ, તેના ભારોભાર હું તને મારા વચન પ્રમાણે સોનું આપીશ. કવિએ કહ્યું કે એ જ્યારે મેં લખી ત્યારે મને કાગળ ન મળ્યો તેથી મેં મહેલના ચોકમાં પડેલા એક આરસના પત્થર ઉપર લખીછે, હું તેને મારી સાથે ઊંટઉપર મૂકીને લાવ્યોછું. આપેલું વચન પાળતાં રાજાનો બધો ખજાનો ખાલી થઈ ગયો. ત્યારે પછી

આવી યુક્તિ કરવાનું કોઈને કારણ રહે નહિ માટે બીજા ભૂપતિઓની પેઠે તેણે પણ કવિયોને સરપાવ આપવાનો દસ્તૂર રાખ્યો.

## ૯૭. ચતુર કરોળીઓ.

એક માણસને અલ્પપ્રાણી વિદ્યાના અભ્યાસનો બહુ શોખ હતો. તેણે તળાવની પાસે મોટો કરોળીઓ દીઠો. લાંબી લાકડીને એક છેડે તે કરોળીઆને મૂકયો. તળાવની એક બાજૂએ જઈ લાકડી ઉપર કરોળીઓ રાખી જેટલો હાથ લાંબો થઈ શકયો તેટલો કરી પાણીને તળીએ કાદવમાં તેના બીજા છેડાવતી સીધી દાટી. પછી કરોળીઓ શું કરેછે તે જોતો કિનારે બેઠો. પહેલવહેલાં તે લાકડીએ ઉતરી પાણી સૂધી ગયો, પણ નીકળી જવાનો લાગ ન મળ્યો તેથી પાછો ટોચે આવ્યો. પછી લાકડીની બીજી બાજૂઓએ સંભાળથી ઉતર્યા ને પાછો ચડ્યો, પણ એકે રસ્તો જવાનો મળે નહિ. ત્યારે ઉપર જઈને શું કરવું તેના વિચારમાં બેઠો. થોડા વખત પછી લાકડીની ટોચથી કાંઠાલગી પહોંચે એવડો તાંતણો કાઢી તેના એક છેડો લાકડીના ટોચે લગાડી બીજો પવનમાં ઝૂલતો રાખ્યો. એ બીજો છેડો ઊડી તળાવની પાળે જઈ વળગ્યો ત્યારે ધીમે ધીમે કરોળીઓ તે તાંતણે ઉતર્યો. એમ થોડો વખત વાયુમાં રહીને જમીનપર ઉતરી તે પોતાને ઘેર ગયો.

## ૯૮. ખાનની ડાબી આંખ.

એક તવંગર ઘરડા રશિઅનને ત્રણ દીકરીઓ હતી તેમાંથી સૌથી નાની નામે કાથરાઇન અસાધારણ ખૂબસુરતી અને ડહાપણને માટે પ્રખ્યાત હતી. એક સવારે ખાનના બજારમાં કેટલાંક ઢોર વેચવાને જતો હતો તેવારે તેણે તેની દીકરીઓને પૂછ્યું કે તમારે સારૂ શું લેતો આવું? મોટી બેએ પોતાને વાસ્તે ઘરેણાં લાવવાને કહ્યું,

પણ નાની બોલી કે મારી માગણી તમને ઘણી ભયવાળી કઠણ લાગશે. તેના બાપે કહ્યું કે હું વચન આપુંછું કે તું જે માગશે તે મારા જીવને જોખમમાં નાખીને લાવી આપીશ. તેણીએ કહ્યું કે એમ છે તો હું વિનતિ કરૂંછું કે તમે ઢોરો વેચો તેમાં આપણા ભૂરા બળદની કીમત ખાનની આંખ સિવાય બીજી કંઈ ના લેશો. આ માગણીથી ઘરડા માણસને ઘણું આશ્ચર્ય લાગ્યું, પણ તેની દીકરીના ડહાપણ ઉપર ભરૂસો રાખી તેમ કરવાનો તેણે નિશ્ચય કર્યો. ખાનના બજારમાં જઈ તેણે તે પ્રમાણે ભૂરા બળદનું મૂલ માગ્યું. એ નવીન કીમત સાંભળી તેને ઘેલો ગણી બાંધીને ખાનની પાસે દરબારી લોક લઈ ગયા. ડોસે રાજાને પગે લાગી કહ્યું કે એ માગણી મેં મારી દીકરીના કહેવા પ્રમાણે કરીછે. એ માગવાનો તેના મનમાં શો હેતુ છે તે હું જાણતો નથી. આમાં કંઈ છૂપો ભેદ જાણી રાજાએ તેને એવી શરતે છોડી મૂક્યો કે તેણે તે વિલક્ષણ દીકરીને લઈ પાછા આવવું. થોડીવારમાં તે તેના બાપની સાથે આવી. તેને પૂછ્યું કે ભૂરા બળદની કીમતને પેટે ખાનની આંખ માગવાનું તેં તારા બાપને શા સારૂ કહ્યું ? ત્યારે તેણીએ જવાબ દીધો કે મને આશા હતી કે આપને જાણવાની ઇચ્છા થશે તેથી મને બોલાવશો. મારે એક વાત કહેવાની છે તે આપને અને આપની પ્રજાને ઘણી અગત્યની છે. રાજાએ કહ્યું,. કહો તે શી વાત છે ? તે બોલી—જ્યારે ફર્યાદ કરનાર અને ઉત્તર આપનાર આપની હજૂરમાં આવેછે તેવારે તેઓમાં પૈસાવાળા અને અમીર ઉમરાવ હોયછે તેમને જમણે હાથે ઊભા રાખોછો અને ગરીબ અને રાંકને ડાબી બાજૂએ ઊભા રાખોછો. મેં સાંભળ્યુંછે કે તમે પૈસાદાર ઉપર મહેર રાખોછો; અને ગરીબ અને અનાથ ઉપર જોતા

નથી ત્યારે તમારી ડાબી આંખનો કાંઇ ઉપયોગ નથી તેથી તે માગવાને મેં મારા બાપને કહ્યું. કાથરાઇનની બેઅદબીથી રાજા ગુસ્સે થયો, પરંતુ આ તેણીએ દ્વેષ ભાવથી કર્યું કે ડહાપણથી કર્યું તેનો તપાસ કરવાનો નિશ્ચય કર્યો. ઘણા આડા અવળા સવાલ પૂછ્યા પણ તેણીએ જવાબ બરાબર કહ્યા તેથી ખાનને ઘણું આશ્ચર્ય લાગ્યું. તોપણ અન્યાય કરતો હતો માટે તેણીએ તેને નઠારો કહ્યો માટે તેનાપર રોષે ભરાઈ તેણીની છેલ્લી પરીક્ષા કરી. ખાને તેને પૂછ્યું કે મારા ખજાનામાં ધન છે તેનું મૂલ્ય કહે. એનો ખરો ઉત્તર દઈશ તો તને ડાહી અને ખાનને શીખામણ દેનાર ગણી છોડી મૂકવામાં આવશે. બાઇએ કહ્યું કે મારો હુકમ ત્રણ દિવસ માનવો એવું કબૂલ કરો તો હું એનો જવાબ દઉં. ખાને હા કહી એટલે તેણીએ આજ્ઞા કરી કે તારે ત્રણ દહાડા ભૂખ્યા રહેવું. રાજાએ તે પ્રમાણે કર્યું. છેલ્લે દિવસે તેણીએ તેની આગળ થાળીમાં ભાણું પીરશી કહ્યું 'હે મહારાજ ! સાચું બોલજો, આપના તમામ ખજાનાની કીમત આ ભાણાથી ઓછી છેકે નહિ ? નક્કી ઓછી છે.' આ સાચા ઉત્તરથી અને તેના ડહાપણના બીજા પૂરાવાથી વિસ્મય પામી ખાને તેને પોતાના કુંવર વેરે પરણાવી, અને પોતાની ડાબી આંખનો ઉપયોગ કરવાનું સદા સંભાળવાની તેણીને પરવાનગી આપી.

### ૯૯. મોચી ને સાહુકાર.

એક મોચી સવારથી તે સાંજ સૂધી ગાવામાં અને કામ કરવામાં દહાડો ગુજારતો. તેની પાડોશમાં એક ધનવાન સાહુકાર રહેતો હતો તેણે તેને એક દહાડો કહ્યું, મારા ભલા મિત્ર, તમે વરસ દહાડે કેટલું કમાઓછો ? મોચીએ હશીને કહ્યું, શું સાહેબ વરસે કેટલું ! હું કંઈ એવો હિસા-

ખ રાખતો નથી. રોજ જે આવેછે તે ખાવામાં જાયછે અને વરસને છેલ્લે દિવસે જોઉંછું તો તાળો બરાબર મ- ળેછે, કેમકે જે દહાડે જે લાવુંછું તે દહાડે તે ખાઉંછું. 'વારૂ ત્યારે રોજ કેટલું રળોછો તે કહીશ ભાઇ?' 'કોઈ દહાડો થોડું અને કોઇ દહાડો વધારે પણ એથી મારૂં ગુ- જરાન ચાલ્યું જાયછે.' પછી સાહુકારે કહ્યું તને કદી તંગી પડે નહિ એવું કરવાનો મેં મનસુબો કર્યોછે. આ ત્રણસેં રૂપિઆ લે, અને સંભાળી રાખજે અને તંગીને વખતે વાપરજે. મોચીએ આખા જન્મારામાં આવડી મોટી રકમ પહેલી દીઠી, અને તે હવે એની થઈ એવું માનવું કઠણ પડયું. ઉતાવળે ઘેર જઈ રૂપિઆ જમીનમાં દાટ્યા, કે ચોરાઇ ન જાય. પણ અફસોસ! તે રૂપિઆની સાથે તેણે પોતાનું સુખ પણ દાટ્યું. આ પૈસા મળ્યા તે દહાડેથી ગાવું અટક્યું, અને મઝા ગઈ, કેમકે એ કોઈ લઈ જશે એવી ચિન્તા તેને સદા થયાં કરી. તેની ઊંઘ ગઈ; ફીકર, જૂઠી ધાસ્તી, અને શંકા તેના મનમાં સદા ઊઠવા લાગી. આખો દિવસ જ્યાં ધન દાટ્યું હતું ત્યાં એની નજર પડતી, અને રાત્રે કાંઈ અવાજ સાંભળે કે ચોર આવ્યા એવો વહેમ ઉત્પન્ન થાય. પૈસા તરફની આ ચિન્તા ફીકરથી કાયર થઈ ગરીબ માણસ તેનું ભલું કરનારને ઘેર ગયો. મોચીએ તેને કહ્યું કે મારી આગળની સુખી નિદ્રા અને મનની શાંતિ અને સંતોષ પાછાં આપો અને આ તમારા રૂપિઆ પાછા લો; જ્યારથી એ મારા કબજામાં છે ત્યારથી હું મારૂં સુખચેન ખોઇ દુઃખ પામુંછું.

### ૧૦૦. વ્યતિક્રમ પ્રશ્ન.

પ્રશિયાનો મહાન્ ફ્રેડરિક રાજા પોતાની હજૂરી ફોજ પર એટલું લક્ષ આપતો કે તેમાંના દરેક સિપાઇને તે ઓ- ળખતો હતો. જ્યારે તેમાં રાજા નવો માણસ દેખે ત્યારે

આ ત્રણ સવાલ અનુક્રમે પૂછતો. તમારી ઉમર કેટલી છે? તમને લશ્કરમાં રહ્યાંને કેટલાં વરસ થયાં? તમને તમારો પગાર અને જોઇતાં હથીઆર અને સરંજામ બરાબર મળ્યાંછે કે? એક જુવાન ફ્રેંચ તેની સેનામાં નોકર રહ્યો, પણ તેને જર્મન ભાષા મુદ્દલ આવડતી નહિ. એ સવાલ રાજા પૂછે ત્યારે શા જવાબ દેવા તે તેના સાથીઓએ આ પ્રમાણે અનુક્રમે દેવાનું શીખવ્યું. ૧લો જવાબ-એકવીસ વરસ, મહારાજ! ૨ જો-છ મહીના, મહારાજ! ૩જો-બંને બરોબર, મહારાજ! થોડા દહાડા પછી લશ્કર કવાયત કરતું હતું તે રાજા જોતો હતો તેવામાં આ નવા સિપાઇને જોઇ રાજાએ તેને પ્રશ્ન પૂછ્યા. કમનસીબે આ વખત બીજો સવાલ પહેલો પૂછ્યો. તમને લશ્કરમાં રહ્યાંને કેટલાં વરસ થયાં? ફ્રેંચ સિપાઇએ જવાબ દીધો-એકવીસ વરસ, મહારાજ! રાજા આશ્ચર્ય તો પામ્યો. પણ તેની પરીક્ષા જોવાને બીજીવાર પૂછ્યું. ત્યારે તમને વરસ કેટલાં થયાં? તેણે જવાબ દીધો કે છમહીના સાહેબ! ફ્રેડરિકે કહ્યું, 'સાચે કહુંછું કે હું કે તમે બેમાંથી એક મૂરખ હોવા જોઇએ.' સિપાઇએ જવાબ દીધો કે બન્ને બરાબર, મહારાજ! રાજાએ અચંબો પામીને કહ્યું ઠીક! મારે મ્હોડે તો આજેજ મને મારી હજૂરી સેનાના સિપાઇએ મૂરખ કહ્યો. વારૂ એ કહેવામાં તમારો હેતુ શો છે? રાજાને ગુસ્સે થયેલો જોઇને પેલા ગરીબ માણસે ફ્રેંચભાષામાં કહ્યું કે મને જર્મનભાષા બિલકુલ નથી આવડતી. ફ્રેડરિકે કહ્યું એમ છે તો એ કારણથી હું તને માફ કરૂંછું; પણ થોડીવારમાં બરાબર શીખજે. તું ઉત્તમ જોદ્ધો થઇશ એમાં સંદેહ નથી.

### ૧૦૧. જમીદારના ત્રણ દીકરા.

ઈંગ્લાંડના એક ધનવાન જમીદારને ત્રણ દીકરા હતા

તેમને તેણે મરતી વેળા પોતાની કને બોલાવીને પ્રશ્ન પૂછ્યો કે 'તમને પક્ષી થવાની જરૂર પડે તો કયું પક્ષી થવું ગમે?' વડા પુત્રે ઉત્તર દીધો કે 'હું સકરો થવું પસંદ કરૂં કેમકે તે ઉમદા પક્ષી છે અને બીજાં પક્ષીને મારીને પોતાનો ગુજારો કરેછે.' બીજા દીકરાએ જવાબ આપ્યો કે મને કબૂતર થવું ગમશે કેમકે તે ચુંળામાં રહેછે અને સ્વભાવે ગરીબ છે. સર્વથી નાના પુત્રે કહ્યું કે હું રાજહંસ થવું પસંદ કરૂં કેમકે તેને લાંબી ગરદન છે તેથી મનમાં જે ધારણા ઉઠે તેને મુખમાં આણતાં વાર લાગે તેથી તે કહેવું કે નહિ તેનો વિચાર કરવાને પૂરતો વખત મળે. ત્રણેના જવાબ સાંભળી બાપે મોટા કુંવરને કહ્યું કે 'તું બીજાને મારીને અને લૂંટીને નિર્વાહ કરવા ઈચ્છેછે માટે હું તને મારી ઈંગ્લાંડની જમીન આપુંછું કારણ કે એ દેશમાં શાંતિ અને ન્યાયનું બળ છે ને તું લૂંટફાટ ને મારામારી કરશે તો સજા પામીશ.' બીજા દીકરાને કહ્યું કે 'તું સંસાર અને મિત્રભાવપર પ્રેમ રાખેછે માટે હું તને મારી વેલ્સમાંની ભૂમિ આપુંછું કેમકે ત્યાં કુસંપ અને ઝઘડા ઘણા થાયછે તેથી તું તારી સભ્યતાવડે લોકને શાંત કરી આપણા લોક જોડે સ્નેહ કરાવીશ.' પછી ત્રીજાને કહ્યું કે "તું ડાહ્યો અને વિચારવંત પુરૂષ છે તેથી મારી મિલ્કતમાંથી તને કાંઈ નહિ આપું, કારણ કે તારા ડહાપણવડે જોઇએ એટલું તું મેળવી શકીશ." પિતાના કહેવા પ્રમાણે તેના કનિષ્ટ કુંવરને તેના ડહાપણથી લાભ થયો. તેને મુખ્ય ન્યાયાધીશની જગા મળી. તે કાળે એ પદવી દેશના રાજાથી માત્ર ઉતરતી હતી.

### ૧૦૨. અમૂલ્ય કૂતરો.

કોઈ એક ગૃહસ્થ ન્યુઓર્લિન્સથી આગબોટમાં બેશી

જતો હતો તેની જોડે તે આગબોટમાં કોઇ ધનવાન એ-
ફુતની જુવાન પત્ની હતી. તે બાઇને એક બાળક હતું તે
ઉપર તેનો ઘણોજ પ્રેમ હતો. ધણીને ઘેરથી તે પીએર
જતી હતી. લુઇસવીલની નહેરમાં થઈ આગબોટ જતી
હતી ત્યારે થોડી વાર બંદરમાં તે થોભી. પેલા બાળકને ર-
માડનાર આયા હતી તે શહેર જોવા જવાને ઉતરતી હતી
તેવામાં તેના હાથમાંથી બચ્ચું ઉછાળો મારી નહેરમાં
પડ્યું. નહેરમાં પાણી ઝપાટાબંધ ધોધભણી વહેતું હતું
તેમાં પડતાંજ છોકરૂં નીચે બેઠું. આગબોટમાં એથી હો
હો થઈ તે સાંભળી પેલો ગૃહસ્થ ચોપડી વાંચતો હતો તે
ઊઠ્યો. ઝટ આયા પાસે આવી તે બાળકે પહેરેલું કાંઈ
કપડું માગ્યું. પડતાં પડતાં આયાના હાથમાં તેના ઝભ-
લાનો કકડો ચોરાઇને રહ્યો હતો તે તેણીએ તેને આપ્યો.
તે લઈ તેણે પોતાની પાસે સુંદર ન્યુફાઉન્ડલાંડ જાતનો
કૂતરો સામું જોતો ઊભો હતો તેને બતાવી છોકરૂં જ્યાં
ડૂબ્યું હતું તે જગા દેખાડી. તત્કાળ તે ઉમદા કૂતરે પા-
ણીમાં પડતું મૂક્યું, અને બૂડકી મારી. બધા માણસ
આ બનાવ આતુરતાથી જોતા હતા. સામે કાંઠેથી લોકે
બચ્ચાને અને કૂતરાને કાઢવાને હોડી મૂકી. તેમને એમ
લાગ્યું કે બંને બૂડી મુવાં. એવામાં કૂતરાનું માથું આપે
દેખાયું ને તેના મ્હોડામાં કાંઈ છે એમ પણ જણાયું. કૂતરો
પાછો ફરી સાંમે આરે હિંમતથી તરવા લાગ્યો. તેનો દમ
ભરાઈ જવા આવ્યો એવામાં હોડી જઈ પહોચી. બચ્ચાને
અને કૂતરાને હોડીમાં લઈ આગબોટમાં આણ્યાં. પો-
તાના સંતાન ભણી જોઈ તેને જીવતું દેખી તેની મા નીચા
વળી કૂતરાને બાઝી અને રડી પડી. આ પશુને વળગતી
અને બુચ્ચાઓ કરતી જોઈ બધાને દયા આવી. કૂત-

રાના ધણીની સામું જોઈ બાઈ કહે, સાહેબ મારા છૈ-
આંનો જીવ બચાવનાર આ કૂતરાને મને આપો. તે
ગૃહસ્થે હશીને અને કૂતરાને માથે હાથ ઠોકીને કહ્યું-
'સન્નારી! તમારા છૈઆંનો એણે પ્રાણ ઉગાર્યો તેથી હું
બહુ ખુશી થયોછું, પરંતુ એ કૂતરાથી હું કદી જુદો પ-
ડવાનો નથી.' તેઓ શી વાત કરેછે એ સમજતો હોય
તેમ કૂતરો જોવા લાગ્યો, અને વાંસો ખંખેરીને પોતાના
ધણીના પગ આગળ જઇને બેઠો. આપણે કદી જુદા
પડીએ નહિ એવું તેની મોટી આંખો કહી આપતી હતી.

## ૧૦૩. નિઃસ્વાર્થી છોકરો.

આ વાતમાં કહેલો બનાવ કેટલાક વખતપર પારિસ
શહેરમાં બન્યો. બહુ માણસની ભીડવાળે ધોરી રસ્તે વરસ
બારેકની ઉમરનો છોકરો જતો હતો. પહેરવેશ ઉપરથી જ-
ણાતું હતું કે તે કણદોઈનો છોકરો હતો. બજારમાંથી વે-
ચાતાં લીધેલાં ઈંડાં અને માખણની ટોપલી તેને માથે
હતી. ભીડ એટલી હતી કે તેને ચાલવું કઠણ પડતું હતું.
તે સંભાળથી ચાલ્યો જતો હતો એવામાં કોઈ અજાણ્યો
માણસ તેની જોડે અથડાયો, અને તેથી તેની ટોપલી પડી
ગઈ. તેનાં ઈંડાં ભાગી ગયાં, અને માખણ મોરીમાં પ-
ડ્યું જોઈ બાપડો છોકરો રડવા લાગ્યો. તે માર્ગેથી જનારા
કોઈ ઉદાર માણસને એ જોઈ દયા આવી અને તેણે
તે છોકરાના હાથમાં એક આનો મૂક્યો, અને આસપા-
સ લોક જોવા મળ્યા હતા તેમને પણ એ પ્રમાણે મદદ
કરવાને કહ્યું. એનું દેખાદેખી તેમણે તેને પૈસા આપ્યા.
કોઇએ પૈસો આપ્યો, કોઇએ આનો; કોઇએ બે આના
અને કોઇએ ચાર આના આપ્યા. એથી છોકરો રડતો
રહી ખુશી થયો. આપનારનો પાડ માની તે પૈસા ગણી

જોયા તો નુકશાન કરતાં વધારે થયા. એ વધારાના પૈસા પાધરા ગજવામાં ન મૂકતાં તે આસપાસ જોવા લાગ્યો. ત્યાં ટોળામાં એક કંગાલ આથરે હાલ બાયડી તેણે દીઠી. તેની પાસે જઇને તે વધારાના પૈસા તેના હાથમાં મૂક્યા. આ ઉદાર વર્તણુક જોઈ આપનારા ને જોનારા લોક બહુ રાજી થયા. તેમને લાગ્યું કે એ ભલો છોકરો દયાને પાત્ર છે. તેને રડતો જોઈ માયાળુ લોકે તેને મદદ કરી તેનો અયોગ્ય લાભ ન લેતાં આટલી નાની ઉમરે તેણે આવી લાયકી દેખાડી તે જોઈ તેઓ સંતોષ પામ્યા.

### ૧૦૪. પ્રેમી ઘોડો.

સને ૧૯૧૨ માં ફ્રેંચ ફોજ રૂશિઆથી પાછી આવતી હતી તે વારે ફ્રેંચ પાદશાહની હજૂરી સેનાનો એક સિપાઈ પોતાના ઘોડાને ઉગારી શક્યો હતો. એ ઘોડો તેને અતિ અગત્યનો હતો. આ વખતે તે તેને ઘણો કામનો હતો એટલુંજ નહિ પણ મૂળથી તે બેની વચ્ચે એટલી માયા હતી કે સિપાઈ પોતાના જીવને સાટે તેનું રક્ષણ કરતો. ઘણીવાર તે મૂંગા પ્રાણીને કહેતો કે 'આપણે બેહુ જોડે ફ્રાંસ પહોંચીશું અથવા બંને જોડે રૂશિઆમાં મરીશું.' આ ઠરાવ ઘોડાએ પણ સ્વીકારેલો જણાયો, કેમકે તેણે થાક અને ભૂખ બહુ હિંમતથી ખમ્યાં, અને પોતાના ધણીથી જુદાં ન પડાય એવી સંભાળ રાખી. જે ટૂકડીની જોડે ને સિપાઈ કૂચ કરતો હતો તેથી એક દિવસે પાછળ પડી એકલો રહી ગયો. આસપાસ બરફથી છવાયલું ઊજડ મેદાન હતું અને ઘોડા વિના બીજું કોઈ પાસે નહોતું. ઘોડાનો પગ ચૂક્યો તેથી સ્વાર પડી ગયો અને તેથી તેનું ઘુંટણ ( ઢીંચણ ) ઉતરી ગયું. એથી તેને એટલી વેદના થઈ કે જીનપર તે ચઢી શક્યો નહિ.

તે બરફપર લાંબો થઇને પડ્યો, અને દુઃખદાયક અંત નજીક હતો તે વિષે વિચાર કરવા લાગ્યો. કોઈની મદદ મળવાની જરાએ આશા નહતી. જીનપર ચડવા જેટલું ઊંચું સ્વારથી કૂદાતું નહતું તેપરથી ઘોડાએ અટકળ કરી કે હું ઊભાઇું તેથી ઊંચો પડુંછું માટે બેસું. ઘુંટણ વાળી જેમ બની શક્યું તેમ ધણીની આગળ લાંબો બેઠો. એ જોઈ તે સિપાઈ જેમ તેમ કરી ઘણી મુશીબતે જીનપર ચડી બેઠો. પછી તે પ્રેમાળ ઘોડો ધીમે રહીને ઊઠ્યો અને પેલી ટૂકડીને જઈ મળ્યો. ત્યાં તેમની સંભાળ લેવામાં આવી.

## ૧૦૫. કારિગર અને દોષ દેખાડનાર.

કારિગીરીની કલ્પનાચતુરાઇને માટે ચીનાલોક પ્રખ્યાત છે. ચીનમાં કોઈ માણસ પોતાના હુનરમાં સુધારો કરેછે ત્યારે જે પ્રાંતમાં તે વસતો હોય તેના હાકેમને તે વાત જાહેર કરેછે અને ઇનામ માગેછે. તેણે બનાવેલી વસ્તુને તુર્ત લેઈ હાકેમ પોતાના મહેલને બારણે મૂકી એક વરસ લગી ત્યાં રાખેછે. એ મુદ્દતમાં કોઈ તેમાં ખોડ દેખાડે નહિ તો તેના બનાવનારને ઇનામ આપી તેને નોકરીમાં રાખેછે. એક દિવસે એક તરુણ કારિગર રેશમી કપડાપર કરશણવાળા અનાજના છોડપર પક્ષી બેઠેલું ચિત્ર પાડી લાવ્યો. ચિત્ર આબેહૂબ હતું એની કોઇથી ના કહેવાય તેવું નહતું. જે જોય તે વખાણે. કેટલાક વખત પછી કોઈ ખુંધવાળો માણસ ત્યાં થઈ જતો હતો તે ચિત્ર જોઇને બોલ્યો કે એમાં ખામી છે ખરી. હાકેમ તુર્ત તેને અને કારિગરને પોતાની હજૂરમાં બોલાવ્યા ને તે માણસને આજ્ઞા કરી કે ભૂલ દેખાડ. દોષ કાઢનારે કહ્યું કે,–'સર્વના જાણવામાં છે કે ડુંડા ઉપર પક્ષી બેસેછે ત્યારે તે ડુંડું વાંકું વળેછે. આ

ચીતારાએ પક્ષી બેસાડી કરશણને વાંકું દર્શાવ્યું નથી.'
આ દોષ ખરો હતો તેથી કારિગરને ઈનામ ના મળ્યું.
ચીના લોકનો આમ કરવામાં હેતુ એ છે કે કારિગરો
પોતાની બુદ્ધિનો ઉપયોગ કરે, અને તેમ કરવામાં
સંભાળથી અવલોકન કરે તથા જેમ બને તેમ શ્રમ
લેઈ સારામાં સારી ચીજ બનાવે.

### ૧૦૬. રાજાની ઉદારતા.

ઈંગ્લાંડના જૂના ઇતિહાસ કર્ત્તા, મહાન આલ્ફ્રેદ રાજા
વિષે નીચેની વાત નોંધી ગયાછે. તેને અને તેના વિશ્વાસુ
સાથીઓને દિન શત્રુઓથી છાના ભરાઇ રહેવાની જરૂર
પડી હતી તે વારે તેઓ કેટલી બધી તંગીમાં હતા એ
બીના એ વાતપરથી જણાયછે. સખ્ત શિયાળામાં એક
દિવસે રાજાના સઘળા સાથીઓ ખોરાક મેળવવાને ગયા
હતા. એ કામમાં એટલી આખી ધાસ્તી હતી કે તેઓ
રાજા રાણીને જોડે લઇ ન ગયા. નવરાશના વખતમાં
રાજાને પુસ્તક વાંચવાની ટેવ હતી. તે પ્રમાણે તેઓ ગયા
પછી તેણે હાથમાં ગ્રંથ લઇ વાંચવા માંડ્યો, અને રા-
ણી એલ્સ્વીથા ઘરનું કાંઈ કામ કરવા લાગી. થોડીવારપછી
કોઈ જાત્રાળુ પ્રવાસી તેમના મુકામ આગળથી જતો હતો
તેણે બારણાં ઠોકી ખાવાનું માગ્યું. દયાળુ રાજાએ રાણીને
કહ્યું કે ગઢમાં જે ખાવાનું બાકી હોય તેમાંથી થોડું એને
આપો. માત્ર એક રોટલો રહ્યો હતો તે આણી રાજાને
દેખાડી રાણીએ કહ્યું કે હવે આ ઊપરાંત બીજું કાંઈ
ખાવાનું કે અનાજ રહ્યું નથી, ને જેઓ ખોરાક ખોળવા
ગયાછે તેમને નહિ મળે તો ભૂખ્યાં રહેવું પડશે. એ
જાણ્યા પછી પણ રાજાએ પોતાનો દયાળુ વિચાર ફેરવ્યો
નહિ ને ગરીબ જાત્રાળુને ખુશીથી તેમાંનો અર્ધો રોટલો

આપ્યો. આ દયાનું, અને મન મારવાનું કામ કરી સંતોષ પામેલા રાજાએ રાણીને દિલાસો દેવાને તેમના બૈબલમાંનું ઉદાહરણ આપ્યું કે 'જેણે પાંચ રોટલા અને બે માછલીવડે પાંચ હજાર આદમીને જમાડ્યા તે જો ચાહે તો બાકીના અર્ધા રોટલાથી આપણા સર્વેનાં પેટ ભરી શકે'. અતિથિ ગયા પછી રાજા પાછો ચોપડી વાંચવા લાગ્યો. થોડીવારમાં તેની દયાનો બદલો મળ્યો, કેમકે તેનાં માણસો એટલો બધો ખોરાક લાવ્યાં કે જ્યાંસૂધી ત્યાં સંતાઈ રહેવું પડ્યું ત્યાંસૂધી તે ખૂટ્યો નહિ.

### ૧૦૭ ચિત્રકાર બાળક.

બેંજામિન વેસ્ત નામે ઇતિહાસના વિષયો ચીતરવામાં પ્રખ્યાત થઈ ગયલો પુરૂષ બાલ્યાવસ્થામાં ઉત્તર અમેરિકાના પેન્સિલવેનિયા પ્રાંતના સ્પિંગફીલ્ડ નામે દૂરના ભાગમાં રહેતો હતો. એ ચિત્રકાર આ સૈકાના આરંભમાં હયાત હતો. સાત વરસની ઉમરે તેની ચિત્રવિદ્યાપરની પ્રવૃત્તિનાં ચિન્હ પહેલાં જણાયાં. તેની એક મોટી બેન પરણેલી હતી તે સાસરેથી પોતાના ધાવણા બાળકને લેઈ થોડા દિવસ પિયેર રહેવા આવી હતી. એક દિવસે તે બચ્ચું પારણામાં ઊંઘતું હતું તેવારે તેની પાસે નાના બેંજામિનને મૂકી તથા તેનાપરથી માખી ઉરાડવાને વિંજણો આપી તેની માબેન વાડીમાં ફૂલ ચૂંટવા ગયાં. થોડીવાર પછી તે છોકરૂં ઊંઘમાં હસ્યું. એ વેળા તેના સુંદર ચહેરા પર નાના બેંજામિનનું મન લાગ્યું. એ હસવદન જોઈ તેને બહુ આનન્દ થયો. પાસે ટેબલપર કાગળ, કલમ, પેન, કાળી તથા લાલ સાહી હતાં તેવડે તે હસતું મુખ તેણે ચીતરવા માંડ્યું. આજ લગી તેણે ભાગ્યે કોઈ છબી જોઈ હશે. એ છબી ચીતરતો હતો તેવામાં તેનાં માબેન

આવી પહોંચ્યાં. તેમને જોઈ તેણે તે છબી સંતાડી દીધી, ને તે ગભરાયલો દેખાયો. તે જોઈ ઘરડી માએ પૂછ્યું કે તું શું કરતો હતો તે કહે, ને એ કાગળ સંતાડ્યો તે દેખાડ. છોકરાએ તે તેને આપી કહ્યું. મા વઢશો નહિ. તે જોઈને મીસ્ત્રીસ વેસ્ત ખુશી થઈ અને દીકરીને કહ્યું કે જો તારા કીકાની આ છબી એના મામાએ પાડી. માને રાજી થયલી જોઈ બેંજામિને કહ્યું કે તને ગમે તો તારા હાથમાં ફૂલ છે તેનું ચિત્ર પાડું. માએ હા કહી તે પરથી તેણે તેનું એવું સરસ ચિત્ર પાડ્યું કે તેની માએ બહુ હરખાઈ તેને બુચ્ચી કરી. મોટપણે આ બનાવ વિષે વાત કરતાં બેંજામિન વેસ્ત કહેતો કે એ ચુંબને મને ચિત્રકાર બનાવ્યો. કેટલાક વખત લગી ઇંડિયન લોક પાસે રાતો અને પીળો રંગ મેળવી તથા માના કનેથી ગળી લઈ તે વડે તે ચિત્ર પાડતો. તેના સાંભળવામાં આવ્યું કે યૂરોપમાં ઊંટના વાળની પીછીઓ વડે ચીતારા ચિત્રે છે તેપરથી તેણે ઊંટના વાળને બદલે બિલાડીનાં રૂવાંની પીછીઓ બનાવી. તેના ઘરમાં કાળી બિલાડી રાખી હતી તેની પૂંછડીના વાળ પ્રથમ કાપી લીધા ને પછી પીઠના કાપ્યા. આ વિષે તેનામાં વિશેષ બુદ્ધિ હતી તેનો ઉપયોગ કરી એ કામમાં તે ઘણોજ પ્રખ્યાત થયો અને સને ૧૭૯૨ માં સર જોશુઆ રેયનોલ્ડને ઠામે રાયલ એકાદમીનો પ્રમુખ નીમાયો.

## ૧૦૮. ખોવાયલી વીંટી.

ઘણાંક વરસપર કોઈ ધનવાન નારીને ઘેર એક જુવાન ચાકર હતો. તે બાઈએ તેને એક વીંટી સચ્ચ કરાવવાને જડીઆની દુકાને મોકલ્યો. નોકર વીંટી લઈ જતો હતો તેવામાં માર્ગમાં વહેળાપર બાંધેલો પૂલ આવ્યો. અહિં પેલી વીંટી હાથમાં લઈ પૂલના પોરાપર જાંકો ભળી તેને

જોવા લાગ્યો. એવામાં એકાએક વીંટી નીચે પાણીમાં પડી. તેણે અંદર ઉતરી સાંજ સૂધી ખોળી પણ તે જડી નહિ. હવે તેણે વિચાર્યું કે હું ઘેર જઇને શેઠાણીને આ વાત કહીશ તો તે માનશે નહિ ને મારે માથે ચોરીનું આળ આવશે, માટે પાછા જવુંજ નહિ. ત્યાંથી રતોવાઈ નાઠો. પછી તેનું શું થયું તે પેલી બાઈના કે ત્યાંના બીજા કોઇના જાણવામાં આવ્યું નહિ. એ ચાકર નાશી વેસ્ત ઈંડીસમાં ગયો. ત્યાં તેને સારો રોજગાર મળ્યો ને બહુ ધન કમાયો. ઘણે વરસે શ્રીમંત બની તે પાછો સ્વદેશ આવ્યો. તેવારે તેણે તજવીજ કરી તેપરથી માલૂમ પડ્યું કે તે બાઈ હજી જીવેછે. પોતાની દાનત પાક હતી એ સિદ્ધ કરવાને ભારે મૂલની હીરાની વીંટી લેઈ તે પોતાની ઘરડી શેઠાણીને મળવા ગયો. માર્ગમાં કોઈ ઓળખીતો મળ્યો તેને તેણે પોતાનો હેવાલ કહેવા માંડ્યો. વાતો કરતા ચાલ્યા જાયછે એવામાં પેલો પૂલ આવ્યો. તેની ધોરીપર કીએ ઠેકાણે વાંકો વળી વીંટી જોતો હતો તે પેલાને દેખાડવા લાગ્યો. 'આ ઝાડનું પોલું ઠુંઠું દેખાયછે ત્યાં વીંટી પડી' એમ બોલી હાથમાં છત્રી હતી તેની ટોચ ત્યાં ભોકી કહ્યું 'આ જગાએ પડી હતી.' છત્રી પાછી લીધી તો તેમાં પેલી વીંટી ભરાઈ આવી તે જોઈ બહુ અચરજ પામ્યા. ત્યાંથી પોતાની શેઠાણીને ઘેર જઈ તેણે બધો હેવાલ કહ્યો અને તરત જડેલી જૂની વીંટી તથા તેને સાટે નવી લીધી હતી તે બંને તેને આપી માફ માગી કહ્યું કે મેં તમને ચિંતામાં અને અડચણમાં નાખ્યાં તેનો બદલો આ નવી વીંટીથી મળશે.

**૧૦૯. રૂશ પાદશાહ અને ઉમરાવનું ભોજન.**

સીકંદરે મેંત્રીકોફ નામે માણસને મહાન પીતરના અ-

મળમાં અતિ શ્રેષ્ઠ હોદ્દા મળ્યા. તેનાં માબાપ એટલાં રંક હતાં કે તેને વાંચતાં લખતાં શીખવાને નિશાળે બેસાડવાને પણ તેમની કને પૈસા નહતા. તેમના મરણ પછી તે મોસ્કો ગયો અને કોઈ કંદોઇને ત્યાં નોકર રહ્યો. કંદોઈ તેને મીઠાઈ વેચવા મોકલતો. તેનો સાદ ઘણો મીઠો હતો તેથી તેનો માલ વધારે વેચાતો અને અમીરોનાં ઘરમાં તેને તેડતા. એક મોટા અમીરને મંદિરે પીતર પાદશાહ જમવા આવવાનો હતો તે દહાડે મેંઝીકોફ તે અમીરના બબરચીખાનામાં ગયો. ત્યાં હતો તેવામાં તે ઉમરાવે રસોડામાં આવી અમુક વાની રંધાયલી જોઈ રસોઈઆને કહ્યું આ જમણ મહારાજને બહુ ભાવેછે માટે એને આ વખતે આમ બનાવજે. એમ કહી કોઈ જાણે નહિ તેમ તેમાં કાંઈ ભૂકો ભભરાવ્યો. આ બીજા કોઇએ દીઠું નહિ પણ મેંઝીકોફે દીઠું. એકે બોલ બોલ્યા વિના તે ત્યાંથી તુરત ચાલ્યો ગયો. પછી પાદશાહની સ્વારી ત્યાં આવી તે વેળા તેણે પોતાનો માલ વેચવાની મોટે અને મીઠે સાદે બૂમો પાડી. એ સાંભળી મહારાજે ખુશી થઈ તેને પોતાની પાસે બોલાવ્યો, તેની મીઠાઈ વેચાતી લીધી, અને તેને કેટલાક પ્રશ્ન પૂછ્યા. તેના ઉત્તરથી ખુશી થઈ શાહે તેને પોતાની જોડે લીધો ને જમવા બેઠો ત્યાં પોતાની પાછળ ઊભો રાખ્યો. એ જોઈ તેના ચાકરો વિસ્મય પામ્યા, પણ એથી શાહનો જીવ બચ્યો. તેને વિશેષ ભાવતું જમણ પીરસવા લાવ્યા તેવારે મેંઝીકોફે હળવે રહીને બાંહે ખેંચી શાહને કાનમાં કહ્યું કે એ મુદલ ચાખશોજ નહિ. પાદશાહ ઊઠી તેને સાથે લઈ એકાંતમાં જઈ કારણ પૂછવા લાગ્યો. મેંઝીકોફે પોતાના શકની વાત કહી. શાહે પાછાં આવી તે અમીરને કહ્યું કે

એ તમે ખાઓ. એ હુકમ સાંભળી તે ગભરાયો ને બોલ્યો કે સ્વામીની હજૂરમાં સેવકને ખાવું ઘટે નહિ. શાહે પાસે ઊભેલા કૂતરાને તે ખવડાવ્યું. કૂતરાને ઝટ વિખ ચડયું ને તે મરી ગયો. આમ પાદશાહનો પ્રાણ ઉગાર્યો ત્યારથી તેનાપર મહેરબાનીનો વરસાદ તેણે વરસાવ્યો ને રાજ્યસેવામાં ઊંચામાં ઊંચી પદવીએ અંતે પહોંચાડ્યો.

## ૧૧૦. ભરવાડ વેપારી થયો.

સમુદ્રકાંઠે વસનાર કોઈ ભરવાડ એક દિવસે કાંઠાની પાસે ટેકરી ઉપર બેશી ઘેટાં ચારતો હતો. એ વેળા મંદ મીઠો પવન વાતો હતો. સમુદ્ર શાંત હતો અને જતાં આવતાં વહાણોના ધોળા સઢનાં પ્રતિબિંબ સ્થિર પાણીમાં સુંદર દીસતાં હતાં. એ જોઈ ખુશી થઈ ભરવાડ મનમાં કહેવા લાગ્યો કે હું વેપારી થાઉં તો કેવું સારૂં! અહિં આળસુ થઈ આ સુસ્ત ઘેટાં ચારતાં પડ્યાં રહેવું તે કરતાં મારૂં પોતાનું રૂપાળું વહાણ લેઈ આ જળપ્રદેશપર ફરવામાં, વિદેશો અને દૂરનાં બંદરો જોવાની કેવી મઝા પડે! વળી વેપારથી મને નફો કેટલો બધો થશે! ધનવાન થવાનો અને માન મરતબો મેળવવાનો આ માર્ગ કેવો નક્કી છે! એમ વિચારી તેણે વેપારી થવાનો નિશ્ચય કર્યો. ત્યાંથી ઊઠી પાધરા ઘેર જઈ તેણે પોતાનાં તમામ ઘેટાં તથા બીજો માલ વેચી તેનાં નાણાંવડે વહાણ ખરીદ કર્યું, તેમાં ખજૂર ખારેકો ભરી તથા બીજી તૈયારી કરી વહાણ હંકાર્યું. એશિયાને કાંઠે સેંકડો ગાઉપર આવેલા કોઈ બંદર ભણી તેણે વહાણ ચલાવ્યું. સમુદ્રપર ઘણે દૂર નહિ ગયો એટલામાં વાવાઝોડું થયું અને મોજાં ઘણા જોરથી ઊંચાં ઊછળવા લાગ્યાં. તોફાન એટલું વધ્યું કે વહાણ ડૂબવાની ધાસ્તીમાં આવી પડ્યું. તેમાંનો ભાર

ઓછો કરવાને તેણે તેમાંનું બધું ખજૂર વગેરે માલ દરિયામાં નાખી દીધો. ત્યાર પછી તે વહાણ કિનારે ધકેલાઈ ખડક જોડે અથડાઈ ભાંગી ગયું અને તેનો ધણી મુશ્કેલીથી ઉગર્યો. તાઢથી ઠુઠવાઈ ગયલો ને ભૂખ્યા તરશ્યો તે પાસેના ગામમાં ગયો અને જે માણસે તેનાં ઘેટાં વેચાતાં રાખ્યાં હતાં તેનો ચાકર થઈ તેઓને ચારવા રહ્યો. પાછો તેજ ખડકપર જઈ બેઠો તેવારે સાગર શાંત અને સ્થિર દેખાયો તે જોઇ તે બોલ્યો–રે ઠગારા લલચાવનાર સાગર, મને ફરીને ફાંદામાં પડવાને ફોસલાવે છે તે ફોગટ છે. મારા દુર્ભાગ્યથી હું એટલો નિર્ધન થઇ ગયોછું કે બીજીવાર છેતરાવવાનો નથી. અનુભવથી હું એવા ડાહ્યો અને દ્રઢ મનનો થયોછું કે તારા વિશ્વાસઘાતી પૃષ્ટનો ભરોસો હવે કદી કરવાનો નથી.

## ૧૧૧. આઇરિશમેન અને સસલું.

હામ્પસ્તેદ નામે ગામ લંડનથી પાંચ મૈલપર છે, ત્યાં એક ગૃહસ્થને ઘેર કોઇ આઇરિશમેન એટલે આયર્લાંડનો વતની ચાકર હતો. એક દિવસે તેને તેના શેઠે પોતાના કોઇ લંડનમાં રહેનારા મિત્રને જીવતું સસલું ભેટ આપવા મોકલ્યો. સસલાને કોથળીમાં મૂકી ચાકરને આપ્યું તે લેઇ ચાકર ચાલ્યો. માર્ગમાં એક ઠેકાણે વીશી હતી તેમાં તે ચાકર ખાવાનું લેવા ગયો. ત્યાં કેટલાક મશ્કરા હતા તેમાંના એકે તેને વાતમાં નાખી બીજાએ પેલી કોથળીમાંનું સસલું કાઢી લેઈ તેને ઠામે બિલાડું મૂકી કોથળીનું મ્હોડું પાછું બાંધી લીધું. ચાકર ખાઇ રહી ચાલતો થયો. લંડન પહોંચી પોતાના શેઠના મિત્રને ઘેર જઇ તે બોલ્યો કે લો સાહેબ મારા શેઠે તમારે સારૂ આ સસલું મોકલ્યું છે. એમ કહી કોથળીનું મ્હો છોડ્યું તો માંહેથી બિલાડું

કૂદી બહાર નીકળ્યું. તે મિત્રે કહ્યું તારા શેઠે મારી મશ્કરી કરી. ચાકર શરમાઈ જઈ કહે, સાહેબ મારા દેખતાં આ કોથળીમાં તેણે સસલું મૂક્યું હતું, પણ અહિં એ બિલાડું. થઈ ગયું એ કેવી નવાઈ! એમ બોલી બિલાડાને પાછું કોથળીમાં મેલી તે પાછો ગયો. માર્ગમાં તેજ પહોંચઆ-નામાં વળી થોભ્યો ને પેલા મશ્કરાને તે વાત કહી. તે-ઓને ખૂબ ગમત થઇ ને તેમણે તેને વળી વાતમાં નાખી બિલાડું કાઢી લેઈ પાછું સસલું મૂક્યું. થોડીવારે ચાકરે ત્યાંથી નીકળી હામ્પસ્તેદ આવી શેઠને કહ્યું કે સાહેબ આમાં તો સસલું નથી, બિલાડું છે, તેથી ઠપકો ખાઈ હું પાછો લાવ્યો. શેઠ કહે રે મૂર્ખા તારા દેખતાં સસલું મેલ્યું હતું ને; લાવ જોઉં. એમ કહી કોથળી છોડી તો માંહેથી ટપ દેઇને સ-સલું બહાર આવ્યું. બિચારો ચાકર ભયથી ગભરાઈ ગયો ને તેને અંગે પાણી છૂટ્યાં. અંતે સાવધ થઈ તે બોલ્યો, 'અરે સાહેબ આ જનાવર વિચિત્ર છે, હામ્પ-સ્તેદમાં એ સસલું છે ને લંડનમાં બિલાડું થઈ જાયછે.

### ૧૧૨. ડહાપણનું ઇનામ.

એક વેળા પારસી દેશનો (પ્રાચીન ઇરાનનો) મહારાજા-ધિરાજ મૃગયા રમવા જતો હતો તેવામાં માર્ગમાં એક ઘરડા આદમીને બદામનું ઝાડ રોપતાં તેણે જોયો. પાસે જઈ મહારાજે તેનું વય પૂછ્યું. ખેડુતે ઉત્તર દીધો કે, 'મારી ઉમર ચાર વરસની છે, બાપજી'. જોડે છડીદાર હતો તેણે તેને ઠપકો દેઇને કહ્યું કે બેઅદબ! મહારાજની હજૂરમાં એમ ગાંડું શું બોલેછે? ખેડુત કહે, 'વિના કારણ મુને આપ ઠપકો દોછો. પાકો વિચાર કરીને હું બોલ્યો-છું, કેમકે મૂર્ખાઈમાં અને માત્ર આ સંસારના કામમાં જે કાળ ગુમાવ્યો તેને જ્ઞાની પુરૂષો પોતાના જન્મારામાં

ગણુતા નથી. માટે જેટલાં વરસ મેં પરમેશ્વરની સેવા કરવામાં અને આ સંસારમાં મારાં કર્તવ્ય કરવામાં કાઢ્યાં તેટલી મારી ઉમર થઈ એમ હું માનુંછું.' આવો વિચિત્ર જવાબ સાંભળી અચરજ પામી મહારાજે કહ્યું 'આ વૃક્ષો તું વાવેછે તે મોટાં થઈ ફળશે ત્યાંસૂધી તું જીવવાનો નથી.' ત્યાની ખેડુતે ઉત્તર કર્યો કે 'સત્ય કહોછો મહારાજ, પણ આપણે ફળ મળે માટે પાછલા વખતમાં બીજા રોપી ગયાછે તો હવે પછી થનારાં માણસને માટે આપણે વાવવાં જોઇએ.' મહારાજ કહે 'વાહવા! સાચી વાત!' એ વચન મહારાજના મુખમાંથી નીકળતાં વારને જોડે ખજાનચી હતો તેણે ધારા પ્રમાણે સહસ્ર મોહરની ભરી કોથળી ખેડુતના હાથમાં મૂકી, કેમકે એવો ચાલ હતો કે જેને ભૂપતિ વખાણે તેને એમ સરપાવ તુર્ત આપવો. ઇનામ લેઈ ચતુર ખેડુતે વાંકા વળી નમસ્કાર કરી કહ્યું, હે રાજન! બીજાં માણસનાં વાવેલાં ઝાડ ચાળીશ વરસે ફળેછે, પણ મારાં રોપેલાં તો વાવતાં વારને ફળ્યાં. મહીપતિ કહે શાબાશ! ભંડારીએ હજાર સુનૈયાની બીજી થેલી ખેડુતના હાથમાં મેલી. તે લેઈ નમન કરી ખેડુત બોલ્યો, 'શ્રીમંત મહારાજ! બીજાનાં વૃક્ષ વરસમાં એક વાર ફળેછે, પરંતુ મારાં ઝાડ તો એક દિવસમાં બેવાર ફળ્યાં.' રાજાધિરાજ કહે, વાહવા રંગ છે! કોશાધિકારીએ હજાર મોહરની ત્રીજી કોથળી ખેડુતને આપી. કાકા, તમારી ચતુરાઇથી મારો ખજાનો ખાલી થઈ જાય માટે હું વધારે વાર તમારી પાસે નહિ રહું એમ બોલી ભૂપતિએ ઘોડાને એડી મારી દોડાવી દીધો.

### ૧૧૩. દગલબાજ વીશીવાળાં.

ફ્રાંસ દેશના નાંમંદી પ્રાંતને કાંઠે આવેલા એક ગામમાં ઘણાંક વરસપર વીશી હતી તેમાં કોઈ સમુદ્રપ્રવાસી સાંજરે

આવી ઉતર્યો. જમવાની વેળા થઈ તેવારે વીશીવાળો, તેની બાયડી અને તે મેમાન જોડે જમવા બેઠાં. જમતાં જમતાં વાત ચાલી તેમાં મેમાને તેમને તેમના કુટુંબ સંબંધી તથા તેઓનો એક દીકરો કિશોર વયમાં વહાણે ચડ્યો હતો તેના વિષે ઘણાક પ્રશ્ન પૂછ્યા. તેઓ એમ માનતાં હતાં કે તે છોકરો મરી ગયોછે. સૂવાનો સમય થયો તેવારે સૂવા જતી વેળા મેમાને એક મોહરની કોથળી વીશીવાળીને આપી કહ્યું આ રાખો ને સવારે મને આપજો. બાઈડીએ પોતાના વરને તે કોથળી આપી. બેહુનું મન લલચાયું. બંનેએ વિચાર કર્યો કે પરોણાને ઊંઘમાં મારી નાંખવો, કે એ મોહરો આપણે હાથ રહે. મધરાતે બેહુએ છાનામાના તેના ખાટલાકને જઈ તેની છાતીમાં છરો ભોંકી તેનો પ્રાણ લીધો. પછી ભાંયરામાં ખાડો ખોદી તેના મડદાને દાટ્યું. વીશીમાં આવ્યા પહેલાં તે ગામમાં રેહેનારાં બે ત્રણ સગાંને તે મળ્યો હતો. તેઓ સવારે ખુશી થતાં તેને મળવાને આવ્યાં. વીશીવાળાં ડોસોડોશી બહુ ગાભરાં જણાયાં, તોપણ તેમણે કહ્યું કે તે તો વેહેલો ઊઠીને ચાલતો થયો, ને ક્યાં ગયો તેઅમે જાણતાં નથી. પેલાં સગાં કહે એમ હોયજ નહિ. એ તો તમારો દીકરો છે, ને તમને ઘડપણમાં પાળવાને, તમને સુખી કરવાને પોતાની કમાણી લઈ પાછો સ્વદેશ આવ્યોછે. સમુદ્રપ્રવાસી લોક તમારી વીશીમાં ઉતરેછે તેઓ જોડે તમે કેવી રીતે વર્ત્તોછો તે જોવાને તે એક અજાણ્યો થઈ ઉતર્યોછે, અને વહાણેવાટે પ્રગટ થવાનોછે. પોતાનો ખોવાઈ ગયલો દીકરો પાછો આવ્યો તેને પોતે મારી નાંખ્યો એ વાત જાણી એ અભાગ્યાં બૂની હબકાઈ ગયાં. તેમના ક્લેશનું વર્ણન થઈ શકે નહિ. તેમણે પોતાનો અપરાધ માન્યો અનેતેઓ દેહાંતદંડ પામ્યાં.

## ૧૧૪. ત્રણ ચોધરી.

કોઇ એક વૃદ્ધ ગૃહસ્થનો ગાડી હાંકનાર મરી જવાથી તેણે બીજાને રહેવા આવવાની ખબર આપી. ખાલી પડેલી જગા લેવાને પહેલો ઉમેદવાર આવ્યો તેણે તેની યોગ્યતા વિષે ખાતરી કરી આપી ત્યારે તે ગૃહસ્થે તેને પૂછ્યું કે જે રસ્તાની કોરે ખાડ હોય તેની કેટલે નજીકલગી તું ગાડી ચલાવી શકે? હાંકનારે જવાબ દીધો કે તે કોરની એક તસુસૂધીમાં ગાડી દોડાવ્યો જાઉં. એ સાંભળી ગૃહસ્થે તેને ખાણું પીરસાવી જમાડી, તેનું નામ ઠામ લખી લેઈ કહ્યું તને રાખવો ઠરશે તો એક બે દહાડામાં બોલાવીશ. તેના ગયા પછી થોડીવારે બીજો ઉમેદવાર આવ્યો. તેની તપાસ ઉપર પ્રમાણે કરીને ઊપલો સવાલ પૂછ્યો. તેણે જવાબમાં કહ્યું કે હું ખાડની થડમાં અર્ધા તસુલગી ચલાવી શકુંછું ને મેં ઘણીવાર તેમ કર્યુંછે. તેને પણ જમાડીને તથા નામઠામ પૂછી લેઇને કહ્યું જા, તને રાખવો ઠરશે તો એક બે દિવસમાં તેડાવીશ. તેના ગયા પછી ત્રીજો ઉમેદવાર આવ્યો. તેજ પ્રશ્ન પૂછતાં તેણે ધીરે રહીને ઉત્તર દીધો કે 'સાહેબ તે હું કહી શકતો નથી કેમકે એ મેં અજમાવી જોયું નથી; મારી રીત એ છે કે ભયથી જેમ વધારે દૂર રહેવાય તેમ રહેવું, અને એનું ફળ એ થયુંછે કે હું તથા મારા ધણી હમેશ સહીસલામત રહ્યા છીએ. આ ડાહ્યો જવાબ સાંભળી તે ગૃહસ્થે કહ્યું કે તારી રીત મને ગમી. હવે તું સારી ચાલનું પત્ર લાવીશ તો હું તને નોકર રાખીશ અને તું માગીશ તેટલો પગાર આપીશ. હું ઘરડો અને બીકણ થયોછું માટે મારી ગાડી હાંકનાર ચતુર હોવો જોઇએ તેમ સંભાળથી અને ડહાપણથી હાંકનાર હોવો જોઇએ. એ ત્રીજા રાવતે આબરૂપત્ર આણ્યું અને તેને ચાકરી મળી. પછી સેવક

અને સ્વામી બેઉને ઠીક બન્યું. આ ચોધરીની પેઠે આપણે પણ વર્ત્તવું જોઇએ. નુકશાન ન થાય તેમ કેટલે સૂધી ભયની સમીપ જઇ શકીએ છીએ એ ન તપાસતાં તેથી જેમ વેગળે રહેવાય તેમ રહેવું. ઉગરવાનો ખરો માર્ગ એ છે.

## ૧૧૫. વાંદરો અને છોકરૂં.

જમેકાથી ઈંગ્લાંડ જતાં એક વહાણના ઉતારૂઓમાં એક સન્નારી અને તેનું થોડા માસનું ધાવણું બાળક હતું. એક દિવસે પાછલે પોહોરે કપ્તાને એટલે નાખુદાએ બીજું ઝહાજ વેગળે જતું દૂરબીન વડે જોયું. પોતે જોઇ રહ્યા પછી દૂરબીન પેલી સન્નારીના હાથમાં આપ્યું. બાઇ તેને આંખે માંડી જોવા લાગી ને તેનું બચ્ચું પાસે કોચપર સૂતું રમતું હતું. એવામાં સુકાનીએ બૂમ પાડી કે જુઓ તો પેલો ખરાબ વાંદરો શું કરેછે! મા ચોંકીને પાછી ફરી જોયછે તો તે વહાણમાં રાખેલો વાંદરો તેના છૈયાને એક હાથમાં લઇ બીજે હાથે સટ દેઇને સઢપર ચડતો ને મોટા ડોળની ટોચે જવાનું કરતો તેણીએ દીઠો. એ દેખી તે અચેત થઇ. હવે શું કરવું તે કપ્તાનને સૂઝે નહિ. જો વાંદરાની પાછળ ખારવાને મોકલે તો વખતે છોકરૂં નાંખી દેઈ તે નાશી એક સઢપરથી બીજાપર ને તેપરથી ત્રીજાપર એમ કૂદે. છોકરૂં રડવા લાગ્યું અને તેપરથી ધારવામાં આવ્યું કે વાંદરાના ચાંપીને પકડવાથી તેને પીડા થતી હશે. થોડીવારમાં તેને છાનું રાખવાને એ હાથમાં લેઈ હલાવવા, ને છાતી સરસું તે ચાંપવા લાગ્યો; તેને ઉંઘાડવાનું કરતો હોય તેમ કરતો દેખાયો. બાઇ શુદ્ધિમાં આવી હતી, પરંતુ તેનું રૂદન દયા ઉપજાવે તેવું હતું. વાંદરો બેઠો હતો ત્યાં ચડવાને તે ઉઠી પણ, બીજા લોકે તેને બળાત્કારે પકડી રાખીને ચડવા ન દીધી. વાંદરાને લલચાવી નીચે આણવાને કેટ-

લીક જુક્તિઓ કરી પણ તે વ્યર્થ ગઈ. અંતે નાખુદાના હૂકમથી દરેક માણસ તુતક નીચે જઈ એવા ભરાઈ બેઠા કે વાંદરો કોઇને દેખે નહિ. કપ્તાન પંડે પણ એવી જગાએ જઈ બેઠો કે તે વાંદરાને દેખે ને વાંદરો તેને ન દેખી શકે. એથી વાંદરાનો ગભરાટ ઓછો થયો. તુતક ઉપર એકાંત જોઈ તે સંભાળથી નીચે ઉતર્યો, અને જ્યાંથી બાળકને લીધું હતું ત્યાં લાવીને તેને મૂક્યું. છોકરૂં તાઢું થયું હતું ને બીજવાઇ ગયું હતું ને કદાસ બીધું હતું, પણ તેને બીજી કશી ઇજા થઈ નહતી. પોતાના સંતાનને પાછું હાથમાં લેવાથી માને કેટલી ખુશી થઈ હશે અને તે કેટલી ઓલિંગણ થઇ હશે તેની કલ્પના વાંચનારે કરવી.

## ૧૧૬. હાથીનું ટોળું અને ચોખાનો કોઠાર.

લંકામાં (સિંહલદ્વીપમાં) સરકારે એક ગામમાં ચોખાનો મોટો કોઠાર ભરી તે ઉપર ગાર્દીની ચોકી મૂકી હતી. બીજા ગામમાં હુલડ થવાથી બે ત્યાં રહી બાકીના સિપાઈ તે શમાવવાને ગયા. તે ગામની પડોશમાં જંગલના હાથીનું ટોળું ભટકતું હતું તે બે સિપાઈ ગયા એટલે ચોખા ખાવાને આવ્યું. કોઠાર ઇંટ ચૂનાનો પહોળા ઓસારનો પાકો બાંધેલો હતો. તેની ઉપર અગાશી હતી તેને વચગાળે તેમાં ઉતરવાની બારી હતી અને નિસરણી વડે તે અગાશીપર જવાતું હતું. હાથીને આવતા જોઈ ત્યાં રહેલા બે સિપાઈ પોતાનો જીવ ઉગારવાને પાસે વડ હતો તેપર ચડી તેનાં ડાળાંપાંદડાંમાં ભરાઈ બેઠા. હાથીએ તેમને દીઠા નહિ; પરંતુ તેમણે હાથીએ જે કર્યું તે જોયું. તેમણે કોઠારના ખૂણા તોડવા માંડ્યા. બે જબરા હાથી બહુ બળ કરી ખોદવા લાગ્યા, પણ તેમનું કાંઈ વળ્યું નહિ ને થાકીને તેઓ પાછા ફર્યા. પછી ત્રીજાએ આગળ

આવી ઘણી મહેનતે દંતુશળવડે એક ઈંટ ખોદી કાઢી. એટલો લાગ મળ્યો એટલે બીજા આગળ આવ્યા. તેમની મહેનતવડે કોઠારમાં મોટું બાકું પડ્યું. બધા જોડે અંદર માય નહિ માટે આખા ટોળાના વિભાગ કરી એક એક ટૂકડી વારાફરતી આવી પેટ ભરીને જમી. ટોળામાં વીશ ઉપરાંત હતા તે સર્વે ધરાયા એવામાં ટોળામાંના એકે તીણે સાદે ચીસ પાડી. કોઠારમાં હતા તેઓ એ સાંભળી નીકળી ચાલ્યા ને ટોળાને જઈ મળ્યા. પહેલી ટૂકડી ખાઈ રહી તેવારે તેમાંના એકે આગળ જઈ પહેરેગીરનું કામ કરવા માડ્યું હતું. બીજે ગામ ગયલા સિપાઇને પાછા આવતા જોઈ તેણે ખશી જવાની સૂચના કરી તેપરથી આખી ટોળી સૂંઢો ઊંચી કરતી ઝપાટાબંધ જંગલમાં જતી રહી. કોઠારમાંના ઘણાખરા ચોખા તેઓ ખાઈ ગયા. તેમની પાછળ તોપ છોડી ગોળો ફૂંક્યો, પણ તેનો તિરસ્કાર કરતા હોય તેમ પૂછડીઓ ઊંચી કરી તેઓ વનમાં ભરાઈ ગયા.

## ૧૧૭. નિશાળની દોસ્તી.

ઈંગ્લાંડમાં વેસ્તમિન્સ્તર નામે સ્થળમાં નિશાળ છે તેના એક ઓરડાની વચ્ચે લૂગડાનો પડદો હતો તે એક નિશાળીઆથી અજાણે ફાટ્યો. એ છોકરો સ્વભાવે નરમ અને બીકણ હોવાથી તેને શિક્ષાનો ભય એટલો લાગ્યો કે તે ધ્રુજવા ને કાંપવા લાગ્યો. મહેતાજી એવા વાંક કરનારને માફ કરતો નહિ. તે નિશાળમાંના બીજા ઉદાર અને નિર્ભય સ્વભાવના છોકરાએ તેને ધીરજ આપી કહ્યું કે તું બીતો નહિ, એ વાંક હું મારે શિર લઈ સજા ખમીશ; ને તે પ્રમાણે તેણે કર્યું. આવી ચાલપરથી જણાયું કે તે હિમ્મતવાન અને મિત્રને માટે દુઃખ વેઠે તેવો હતો.

જેને બદલે એ સજા ખમી તે કાયર કહેવાય; પણ આ ખોડનો તેણે સારો બદલો વાળ્યો. એ બંને નિશાળિયા પુખ્ત ઉમરના થયા તેવારે ઈંગ્લાંડમાં માંહિમાંહે વિગ્રહ ચાલ્યો. આખી પ્રજાના બે ભાગ થયા તેમાંના એકે રાજાનો પક્ષ અને બીજાએ પાર્લામેંટનો પક્ષ સ્વીકાર્યો, અને સામસામા જુદ્ધ કરવા લાગ્યા. એક સંગ્રામમાં રાજાની ફોજના કેટલાક અધિકારીઓને પાર્લામેંટની સેનાએ ઝાલ્યા, અને સ્વદેશની સ્વતંત્રતાનો નાશ કરવાના તોહમતને વાસ્તે તેમનો ન્યાય કર્યો. ન્યાય કરવા બેઠેલા અમલદારોમાં પેલો બીકણ છોકરો હતો, અને તોહમતદારોમાં ઓલ્યો ઉદાર છોકરો હતો. બીકણ છોકરો પોતાના મિત્રનું નામ સાંભળી તેની સામું જોવા લાગ્યો. નિશાળ છોડ્યા પછી તેઓ પહેલા ત્યાંજ મળ્યા હતા. કેટલાક પ્રશ્ન પૂછી નક્કી કર્યું કે તે પોતાનો નિશાળનો તેજ મિત્ર છે. તોહમતદારોને અપરાધી ઠેરવી તેમને મોતની સજાનો હુકમ લશ્કરી કોરટે કર્યો. જે બીકણ છોકરો હતો તે પાધરો લંડન ગયો ને ક્રોમવેલને સમજાવી પોતાના મિત્રને ઉગારવાનો હુકમ લાવ્યો. એમ મોતથી બચેલો અમલદાર છૂટી હોલંડ ગયો તે પછી બીજા ચાર્લસ જોડે પાછો સ્વદેશ આવ્યો.

### ૧૧૮. મહંત ગોસાંઈજી અને મૂર્ખો.

એક જૂના ગ્રંથમાં લખ્યુંછે કે, કોઈ મહંત ગોસાંઈજીએ તે કાળની રીત પ્રમાણે ઠઠ્ઠા મશ્કરીને માટે મૂર્ખાને રાખ્યો હતો તે જમવા વગેરેને પ્રસંગે તેને અને તેના સાધુઆદિ મિત્રોને ટોળ અને ચેષ્ટા કરી ગમત કરતો. ગોસાંઈજીએ તેનાપર રાજી થઈ એક લાકડી તેને આપીને કહ્યું કે તારાથી વધારે મૂર્ખ આદમી જડે ત્યાંસુધી તારે આ લાકડી રાખવી અને તેવા મળે ત્યારે તેને આપવી. ઘણાં વરસ ગયાં નહિ એટલામાં ગોસાંઈજી મહારાજ

માંદા થઈ મરવા પડ્યા. તેને માટે તેના સાધુ અને સેવકો ભગવાનની પ્રાર્થના કરવા લાગ્યા, અને શોકાતુર સ્નેહીઓ તેનું મુખ છેલ્લીવારનું જોવાને આવ્યા. એવામાં તેનો મૂર્ખો ગૂપચૂપ તેની પાસે આવ્યો. ગોસાંઇજીએ તેને કહ્યું કે,-'આ દુનિયા છોડી હું જાઉંછું.' મૂર્ખાએ પૂછ્યું,-'ક્યાં સિધારોછો મહારાજ?' ગોસાંઇજીએ કહ્યું,-'પરલોક જાઉંછું.' મૂર્ખો—ત્યાંથી ક્યારે પાછા પધારશો, મહારાજ? એક માસ પછી? ગોસાંઈજી-'ના.' મૂર્ખો-એક વરસમાં? ગોસાંઇજી-'ના.' મૂર્ખો-'તો ક્યારે?' ગોસાંઇજી-'કદી નહિ, કદી નહિ.' મૂર્ખો-'આપને જવુંજ જોઇએ તો સાથે આપના ખજાનામાંથી ધન લેતા જાઓ અને તેવડે પરલોકમાં સુખી થાઓ.' ગોસાંઇજી કહે-'હાય હાય! મારી ઇચ્છા વિરૂદ્ધ એ સર્વે મારે પાછળ મૂકી જવું પડેછે, હું નિરૂપાય છું.' મૂર્ખો-'આપ જ્યાં સિધારોછો ત્યાં જોડે લેઈ જવાને કાંઈ ભાથું લીધુંછે? કાંઈ તૈયારી કરીછે?' ગોસાંઇજી-'ના, કાંઈ લીધું નથી, કાંઈ તૈયારી કરી નથી. હું જવાને રાજી નથી, પણ તેડું આવ્યુંછે માટે જવું પડેછે. હૂકમ આવ્યોછે તે માનવો પડેછે. આજ્ઞા પાળ્યા વિના છૂટકો નથી, ને સજ થયો નથી તેથી જતાં બહુ બીક લાગેછે, ભારે ત્રાસ ઉપજેછે.' મૂર્ખો-'શું જાઓછો તે ફરી આવવાનાજ નથી! જે પરલોકથી પાછાં અવાતું નથી ત્યાં તમારૂં શું થશે તેની ચિંતા કાંઈ રાખી નથી! આગળથી કાંઈ તૈયારી કરી રાખી નથી! એવું છે તો આ મારી લાકડી આપજ લો; આપ મોટામાં મોટા મૂર્ખ છો, આપના જેવો મૂર્ખ બીજો કોઈ મારા જોવામાં આવ્યો નથી.'